# ભાનુસ્મૃતિ

સંપાદકઃ
જગમોહનદાસ ધરમદાસ

સંવત્ ૧૯૮૫.] [ઈ. સ. ૧૯૨૯.

— અમૂલ્ય —

'ભાનુસ્મૃતિ'

શ્રી० ______________________________________________ ને

સૌ. બ્હેન ભાનુમતીની
પુણ્યતિથિએ
સપ્રેમ ઉપહાર.

ભાદ્રપદ શુક્લ નવમી
સંવત્ ૧૯૮૫.

તા० ૧૨ સપ્ટેમ્બર
ઇ. સ. ૧૯૨૯.




ઝીલી ત્હારાં ભર્ગ હૃદયસરે સ્મૃતિપદ્મમાં
અર્પે સ્નેહપરાગ, ભાનુ ! ત્હારાં સ્નેહીઓ.

# અશ્રુઅંજલિ.

નમન તને ઓ વાસી ! મધુર સુર લોકની
દેવી ! ત્હારા ઉજ્જ્વલ ઉર સોહાગજો
મનુકુલને માંડવડે અમૃતવેલડી
કલ્યાણી ! તુજ પ્રેમળ આત્મપરાગજો—નમન૦

પગલે પ્રભુતા વદને વ્હાલપ વેરતી
અમીમય આંખડી કુમકુમ ભર્યું લલાટજો
જનનીનાં અંતરની સુરભિ ઝીલી ઝીલી
પમરાવી સાસરીઆ કેરી વાટજો-નમન૦

સંવત્સર વીત્યું તુજ જ્યોતિ આથમ્યે
અંતરપટમાં ઝળકે ત્હારૂં નૂરજો
વિરમી આજે વ્હાલપની એ વાંસળી
વિરમ્યા ત્હારા ભાવભીના એ સુરજો-નમન૦

અસ્ત થતો આ ભાનુ ક્ષિતિજ પટ ઉગશે
ભાનુ ! ત્હારાં ભર્ગ શમ્યાં હમ્મેશ જો
સુરગંગાને કાંઠલડે જઈ ગુંજતી
કયમ ઝીલીએ તુજ પાવન ઉર આદેશજો ?—નમન૦

ત્રીસ વર્ષમાં ઉગી ન ઉગી તું આથમી
આથમી એ સ્મિત જ્યોત્સ્નિકા હમ્મેશ જો
એવી શી સંસિદ્ધિ સાધી બ્હેનડી ?
અલ્પાયુષે મળ્યો અમરનો દેશજો—નમન૦

એકલડાં ઉડવું રે તુજને કાં ગમ્યું ?
ગમતો તુજને સ્નેહીનો સહચારજો
સ્નેહ સુકયા સરવરશા ઉરની અંજલિ
ઝીલજે દેવી ! સ્વર્ગે મૃત્યુની પારજો—નમન૦

રઘુનાથ.

# "ભાનુ સ્મૃતિ"

## નો

## સ્મૃતિક્રમ.

૧૪૮૪૪

# પ્રાક્કથન.

રમણિક અ. મ્હેતા

Be something in this living age
And prove your right to be,
A light upon some darkened page,
A pilot on some sea.
Find out the place where you may stand
Beneath some burden bow,
Take up the task with willing hand.
Be something some where now.

હિંદની મહત્તા તેના ભવ્ય પ્રાસાદોને લીધે નથી; ક્ષણે ક્ષણે નવીન દેખાતા તાજ મહેલની અજોડ પ્રમાણબદ્ધતા અને શિલ્પચાતુર્યને લીધે નથી. અમૃતસરના કનકમય કીર્તિમંદિરને લીધે નથી. હિમાદ્રિના ગગનભેદી ધવલ શ્રૃંગોને લીધે નથી; હિંદની મહત્તા તેની કુમાસભર્યા, આર્ય સંસ્કૃતિની સૌરભથી પમરતા મીઠા કૌટુમ્બિક જીવનમાં છે. કૌટુમ્બિક જીવનનો આધારસ્તંભ ગૃહિણી છે. ગૃહમંદિરનું ભૂષણ રમણી છે. વાસ્તવિક કથ્યું છે કે, गृहिणी गृहमुच्यते. આપણે એક પ્રજા તરીકે આપણું અસ્તિત્વ ટકાવી રહ્યા છીએ તે એ આર્ય સંસ્કૃતિનું ફળ છે. એ સંસ્કૃતિની પીઠ આપણા જીવનમાં ન હોત તો આપણે પ્રજા તરીકે નષ્ટ થઈ ગયા હોત. આર્ય સંસ્કૃતિના કુસુમવૃક્ષની આસપાસ કેટલાક કંટેરી રોપા ઉગી

નીકળ્યા છે, જે આપણી પ્રગતિને અવરોધે છે. આને અંગે કેટલાક આપણી સંસ્કૃતિને નિંદે છે અને પાશ્ચાત્ય પ્રણાલિકામાં જ ઉત્કર્ષ માને છે. પણ આ ભ્રમ છે. એટલું તો આપણે સ્વીકાર કરવું જોઇએ કે પાશ્ચાત્ય પ્રજાઓ પાસેથી આપણે કેટલાક ગુણ ગ્રહણ કરવાના છે. એ ઉજ્વલ અંશોને અનુસરવા માટે તેમની વાંદરા નકલ કરવાની અગત્ય નથી. આપણી સંસ્કૃતિમાં સ્ત્રીઓનું સ્થાન ઉચ્ચ છે, ગૃહજીવનમાં તેમની મહત્તા સ્વીકારવામાં આવી છે. સ્ત્રીઓના સમાન હક્ક સ્વીકૃત કરવામાં આવ્યાં છે. સ્ત્રીનો પર્યાય શબ્દ અર્ધાંગના છે. અર્ધું અંગ–નહિ પા કે પોણું. શિવની અર્ધ નારીશ્વરની ભાવના સ્ત્રી સમાનતાની અર્થદ્યોતક છે, સ્ત્રીઓની મહત્તા એથી પણ અધિક સ્વીકારવામાં આવી છે. દેવ્યપરાધક્ષમાપનસ્તોત્રમાં કહ્યું છે કેઃ–

चिताभस्मालेपो गरलमशनं दिक्पटधरो ।
जटाधारी कण्ठे भुजगपतिहारी पशुपतिः ॥
कपाली भूतेशो भजति जगदीशैकपदवीम् ।
भवानी त्वत्पाणिग्रहणपरिपाटीफलमिदम् ॥

મહાદેવે ચિતાની ભસ્મ લેપન કરી છે, દિશારૂપીજ વસ્ત્રો ધારણ કર્યાં છે, માથે જટાજૂટ છે, ભૂષણમાં ભુજંગ છે, અને કેવા છે? પશુપતિ, ભૂતનાથ, કપાલી. આટલુ છતાં એમને જગદીશ કહી પૂજવામાં આવે છે. એ શાના પ્રતાપ? તો કહે છે કે હે ભગવતિ, તારૂં પાણીગ્રહણ કર્યું છે, એનું એ ફળ છે. કહેવાનું તાત્પર્ય એ છે કે આપણી સંસ્કૃતિમાં સ્ત્રીઓનું સ્થાન ઉચ્ચ છે. ગૃહજીવનમાં ઉચ્ચતર છે; કારણ કે ગૃહજીવન એ ચારિત્ર્યના ઉત્તમ અંશોનું વિકાસક્ષેત્ર છે. કારણ કે ચારિત્ર્યબળ એજ મનુષ્યની મહત્તા અને પ્રજાના ગૌરવનો મેરૂદંડ છે. સ્વ. બ્હેન ભાનુમતીના જીવનપટમાં આર્ય સંસ્કૃતિના વાણા સાથે પાશ્ચાત્ય સંસ્કૃતિના તાણાનો સુંદર રીતે મિલાપ થયો હતો.

## સ્મૃતિ

સૌજન્યમૂર્તિ રા. રા. શેઠ રણછોડદાસ મારા એક મિત્ર નહિ પણ કવિવર પોપના શબ્દોમાં કહું તો તેઓ મારા એક માર્ગદર્શક રાહબર તત્ત્વવિદ્ અને મિત્ર (Guide, philosopher and friend) છે. એમનો લગ્નસંબંધ સૌ. ભાનુમતી સાથે થવાનો હતો. મેં સૌ. ભાનુમતીને "માધવબાગ"માં પ્રથમ વાર જોયાં. જોતાં જ પ્રથમ દર્શને મારા મનમાં એમ થયું કે આ ક્ષીણકાય યુવતિ સંસારની ધુરા શી રીતે વહન કરશે? મારી આ કલ્પના કેટલી આધાર વગરની હતી, એ મને પાછળથી તેમના પરિચયમાં આવતાં સ્હમજાયું. સૌ. ભાનુબ્હેનમાં શારીરિક સૌંદર્ય કરતાં સારસ્વત સૌંદર્ય વિશેષ હતું. શારીરિક સંપત્તિ અલ્પ હતી પણ માનસિક સંપત્તિ વિપુલ હતી અને તે ઉપરાંત ઉત્તમમાં ઉત્તમ બળ, જેને હૃદયબળ કહે છે, તે તેમનામાં સારી રીતે વિકાશ પામ્યું હતું. આથી તેઓ સંસારની કઠિન સમસ્યાનો નિવેડો પલકારામાં લાવતાં હતાં. સંસાર વ્યવહાર કઠિન છે. દુનિયાના વ્યવહારમાં સારા તેમજ માઠા પ્રસંગે એવી કેટલીક સમસ્યાઓ અસ્તિત્વમાં આવે છે, કે જે અંતે કુટુમ્બ કલેશ કે ગૃહદાહમાં પરિણમે છે. આવા પ્રસંગે ગુંચવાયલી આંટીઓ સૌ.ભાનુ બ્હેન એવી રીતે ઉકેલતાં કે, સંસારમાં જેને રીઢા અને અનુભવથી ઘડાયલા મનુષ્યો કહીએ, તેવાં મોટેરાં પણ તેમની પ્રશંસા કરતાં અને કહેતાં કે, "બળ્યું! આનો ઉકેલ, ભાનુ, શી રીતે જોતજોતામાં કરી લે છે." સૌ. ભાનુ બ્હેનનાં કુમકુમ પગલાં શેઠને ત્યાં થયાં ત્યારથી કુટુમ્બમાં કે આવા વર્ગમાં કે તેમના મિત્રવર્ગમાં કોઇને માઠું કે સંકોચ લાગવાનો પ્રસંગ આવ્યો નહિ, પણ ઉલટું કુટુંમ્બના અને કુટુંમ્બ સાથે સંસર્ગ રાખનાર જનો એ ગૃહ પ્રતિ વધુ આકર્ષાવા લાગ્યા.

સૌ. ભાનુ બ્હેનમાં કુલીનતા સ્વભાવત: ઉતરી આવી હતી. માતાએ તેને અમિ સીંચી પોષી હતી અને વિદ્યાભ્યાસંગે તેને પ્રસ્ફુટિત કરી હતી.

સૌ. ભાનુ બ્હેનના આવાગમન પછી શેઠને ત્યાં અમુક પરિવર્તન જોવામાં આવ્યાં. જ્યાં અવ્યવસ્થા હતી, ત્યાં વ્યવસ્થા જણાવા લાગી. જ્યાં કેટલાક શ્રીમંત માણસો આવી જેને ઇંગ્રેજીમાં interesting nothing કહે છે તેમાં સમય વ્યતીત કરતા હતા, તેઓ ક્રમશઃ ઓછા થવા લાગ્યા. સૌ. ભાનુ બ્હેને આવતાંની વાર લોકસેવા અને વિદ્યાવ્યાસંગની રઢ શેઠને લગાડી અને ધીમે ધીમે શેઠને ત્યાં વિદ્યારસિક જનો, કળાકાર અને સંગીતપ્રિય સજ્જનો અવર નવાર આવતા દેખાવા લાગ્યા.

સૌ. ભાનુ બ્હેનને લીધે મને તેમના માતૃપક્ષની સાથે પરિચય થયો. આ સંબંધ થવા માટે હું પોતાને ભાગ્યશાળી માનું છું. ભક્તિભાજન ભાભીનો * પરિચય થતાંજ હું જાણી શક્યો કે સૌ. ભાનુ બ્હેનમાં જે ઉચ્ચ સંસ્કારિતા, કુલીનતા અને હૃદયની ઉન્નત સમૃદ્ધિ હતી, તેનું આગમ ભાભીજ છે. જેણે મહાકવિ નંદદાસના રસ ઝરતા પદોનું આસ્વાદન લીધું હોય, સુરદાસની સુધાવાણીનું પાન કર્યું હોય, યોગવાસિષ્ઠ જેવા ગ્રંથનો મર્મ જેને હૃદ્ગત થયો હોય, હરિનું સ્મરણ કરતાં જેની વાણી ગદ્ગદિત થાય, એવી જનનીને ઉદરે જન્મ ગ્રહણ કરવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થાય તેનામાં ઉચ્ચ સંસ્કારિતા ન આવે તો કોનામાં આવે?

હિંદુ સંસાર વિષમ છે. અને કંટકપૂર્ણ છે એ માર્ગે અતિક્રમ કરવો ક્લેશકર છે; પરંતુ, જેનામાં હૃદયની ઉદારતા છે, કર્તવ્યરસિકતા છે તેને માટે તે દુષ્કર નથી. હિન્દુ સંસારમાં જેને ઓરમાન પુત્ર કે પુત્રી હોય છે તેને કેવાં તીવ્ર વાગ્બાણની વૃષ્ટિ સહન કરવી પડે છે? કેટલીક વાર અણઘડ અને અણસમજુ માણસો તેવાં છોકરાંને ચડાવી મુકે છે.

---

* સૌ. ભાનુમતીનાં પૂજ્ય માતુશ્રીને બધા 'ભાભી' કહી સંબોધે છે.

તેમને યોગ્ય સલાહ આપવાને બદલે "અમે તેટલી તોએ ઓરમાન માને? બેટા! તારી મા આજે જીવતી હોત તો એમ ન કરત!" આવી ખોટી સલાહ આપી બાળકના મનપર ખોટી છાપ પાડે છે. સૌ. ભાનુ બ્હેનને એક ઓરમાન દીકરો હતો. એ દીકરાને તેમણે કોઇ પણ વાતની ન્યૂનતા આવવા દીધી નથી, એટલું જ નહિ, પણ કોઇને એવું ચઢાવી મુકવાનો અવસર સુદ્ધાં આપ્યો નથી. ચિ. જગુભાઇના લગ્ન વખતે શી હોંસથી કામ કર્યું છે, તે તો શેઠના કુટુમ્બના પરિચયમાં આવેલ વ્યક્તિ જ જાણી શકે છે. સૌ. ભાનુ બ્હેનની શારીરિક સંપત્તિ ઘણી ઓછી હતી, છતાં તે વખતે કંઇ નહિ તો એક દિવસમાં ૫૦૦ દાદરા ચઢ્યાં હશે. ભાભી કહે કે, "બ્હેન! તું થાકી જઇશ અને કદાચ દર્દ થઇ આવશે તો?" બ્હેને પ્રત્યુત્તર આપ્યો કે, "ભાભી' આપણા કામને માટે આપણે ન જઇએ તો કોણ જાય? માણસો આપણા વતી કંઇ કામ યથાર્થ કરે ખરાં કે?" એટલું ભાનુ બ્હેનનું કર્તવ્યભાન હતું અને કર્તવ્યરસિકતા હતી.

સૌ. ભાનુ બ્હેનના આદર્શ જીવનમાં કર્તવ્યભાન કેટલું તીવ્ર હતું તેનું એક બીજું ઉદાહરણ લઇએ. ચિ. જગુને પોતાના પુત્ર કરતાં અધિક વાત્સલ્યથી તેમણે મ્હોટો કર્યો અને પરણાવ્યો. સંસારના ઉંબરમાં પ્રથમ પગલાં માંડતાની વાર, દામ્પત્ય જીવનની લ્હાણ લીધી ન લીધી એટલામાં સર્વભક્ષી કાળે ચિ. જગુને પોતાનો ગ્રાસ બનાવ્યો. પોતાના એકના એક પુત્રના અવસાનથી શેઠના હૃદયને તીવ્ર આઘાત થયો, પરંતુ તીવ્રતર આઘાત તો તેને સગા પુત્રવત્ માનનાર જનની સૌ. ભાનુ બ્હેનને થયો. જોયું કે ઘરમાં બાળવિધવા છે. અને બાળ વિધવાની સ્થિતિ આપણા સંસારમાં કેવી છે? નથી તેનાથી ધારણ કરાતાં ઉત્તમ વસ્ત્રો કે નથી સજાતા અલંકાર! કુટુમ્બપર લક્ષ્મીની કૃપા હતી:

અલંકારોનો અભાવ ન હતો: ઉંમર પણ એટલી આધેડ ન હતી કે અલંકાર આભૂષણ પહેરાય નહિ, કે પહેરવાની હોંશ ન હોય; આટલું છતાં પોતે તે દિવસથી વસ્ત્રાલંકારને ત્યાગી અને સાદાં વસ્ત્રાભૂષણ પહેરવા લાગ્યાં. આમ કરવામાં તેમની ઉંડી કર્તવ્યપરાયણતા હતી. પુત્રવધૂને ઓછું લાગે કે લોકનિંદાના ભયથી પોતે મૂલ્યવાન અલંકારોને ત્યાજ્ય કર્યા ન હતાં; પરંતુ, તેમની વિવેક બુદ્ધિ એટલી સતેજ હતી કે જો પુત્રવધૂથી અલંકાર ન પહેરાય તો મારે તે ધારણ કરવા ઉચિત નથી. એ કારણથી સૌ. ભાનુબ્હેને તેમને સદાને માટે વિદાય કર્યો. "वज्रादपि कठोराणि मृदूनि कुसुमादपि." કવિશ્રેષ્ઠ ભવભૂતિની આ ઉક્તિ સૌ. ભાનુબ્હેનને માટે યથાર્થ હતી. જે ભાનુબ્હેન ગરીબનાં દુ:ખ જોઇ આંખમાંથી આંસુ સારતાં, કોઈ કરૂણ ઘટના સાંભળી ગળગળાં બની જતાં, તે ભાનુબ્હેનનું હૃદય વજ્રથી પણ કઠોર હતું. મલિન ભાવના, કે મલિન વિકાર તેમના હૃદયને સ્પર્શી શકતો નહિ. સંસારીજનોનું મન વિચલિત થાય ત્યાં તેમનું હૈયું અડગ રહેતું હતું. તેમનું નૈતિક બળ અપૂર્વ હતું અને તેની છાપ અન્યપર સબળ પડતી. સૌ. ભાનુબ્હેન જ્યેમ જ્યેમ જ્ઞાન માર્ગમાં ઉચ્ચપથગામી થવા લાગ્યાં ત્યેમ ત્યેમ તે પોતાના કુટુમ્બીજનોને પણ તે માર્ગે અનુ-ગામી કરતાં ગયાં. પોતાનું જીવન સુધારતાં તેમણે અન્યનાં જીવનને સુધાર્યાં. પોતે ઉચ્ચ પ્રદેશમાં ઉડ્ડયન કરવા લાગ્યાં તેની સાથે પોતાના સ્વામીને પણ તે પ્રદેશનો વિહારી બનાવ્યો. અને તેમનામાં અપૂર્વ ચેતના જગાવી.

સૌ. ભાનુબ્હેનના હૃદયમાંથી પ્રેમની મંદાકિની વહેતી. તેનો વિમળ પ્રવાહ અન્યની મલિનતા દૂર કરી, હૃદયમાં પવિત્ર અને પુનિત ભાવ જાગૃત કરતો હતો. સૌ. ભાનુ બ્હેનનું હૃદય પ્રેમથી પરિપૂર્ણ હતું. અને એ પ્રેમને લીધે જ તેઓ દુ:ખીઓનું દુ:ખ, દૂર કરી, કેટલાંકની ભીડ પૂરી પાડી જનસેવા કરી શકતાં હતાં. ઓ. એસ. માર્ડન વાસ્તવિક કહે છે કે:—

Love is never too burdened to be kind, never too poor to give, never too busy to help. It always finds a way to serve.

આને અંગેજ તેઓ સર્વ જનપ્રિય હતાં. એમનામાં એટલું વ્હાલસોઇપણું હતું કે અજાણી વ્યક્તિને મળતાંની વાર ક્ષણવારમાં એમજ ભાસ થાય કે જાણે જૂનો અને ગાઢ પરિચય ન હોય? સૌ. ભાનુ બ્હેનનું જીવન સાદું સરળ અને નિરભિમાન હતું. રાજવી કવિ કહે છે કે विद्या विवादाय धनं मदाय. વિદ્યા પ્રાપ્ત થઇ તો વાદવિવાદ કરવાનું જોર વધે. જો લક્ષ્મી આવી હોય તો તેના છાકથી માણસ છકી જાય. સૌ. ભાનુ બ્હેન ગર્ભ શ્રીમંત હતાં. પોતાના સ્વામીગૃહે લક્ષ્મીની કૃપા હતી. પરંતુ લક્ષ્મીમદનો તેમને લેશ માત્ર પણ સ્પર્શ ન હતો. તેઓ સર્વને સમાન ભાવથી મળતાં. પોતાથી હલકી સ્થિતિના માણસોમાં પણ ભળતાં શ્રીમંત મનુષ્યોને મળવા જતાં. ગરીબ માણસોને એક પ્રકારનો ક્ષોભ થાય છે. સૌ. ભાનુ બ્હેન ગરીબ કે શ્રીમંત સર્વને સ્નેહના ચક્ષુથી જોતાં હતાં અને સરખું આદરમાન આપતાં હતાં. આતિથ્યસત્કારમાં તેઓ અજોડ હતાં. કેટલાંક તો એમ કહેતાં કે, "શેઠને ઘેર સાક્ષાત્ અન્નપૂર્ણા વિરાજે છે:" કેટલાક પ્રસંગોમાં પોતાને લેશપણે લેવાદેવા વિના અન્યના હિતની ખાતર પોતાને ત્યાં આમંત્રણ આપી પાર્ટીઓ આપી હશે.

## જીવનપલટો

લથડતી જતી તબિયત, સંસારની ઉપાધિઓ, પુત્રનું અવસાન પુત્રવધૂના દુ:ખથી સૌ. ભાનુ બ્હેનના હૃદયને સખ્ત આઘાત થયો. જીવલેણ બિમારીએ તેમની પૂંઠ પકડી. જેમ જેમ દેહકષ્ટ વધવા માંડ્યું ત્યેમ ત્યેમ તેમનું માનસિક સામર્થ્ય અને હૃદયબળ વધવા લાગ્યું. જ્ઞાનપિપાસા વધી

સાહિત્યનું પરિશીલન કરવા લાગ્યાં. સંસ્કૃત શીખવા માડયું, ઉર્દુનો અભ્યાસ કર્યો. અને કાવ્યામૃતનું પાન કરવા લાગ્યાં. સાથે સાથે જન સેવા પ્રતિ લક્ષ દોરવ્યું. જનસેવા કઠિન છે. सेवाधर्मः परमगहनो योगिनामप्यगम्यः તે તેમને સહજ સાધ્ય થયો. પોતાની તેમજ પોતાના પૌત્રના આરોગ્ય માટે પંચગની ગયાં. ત્યાં તેમનું ઘર સાહિત્ય અને કળાના યાત્રીઓનું પ્રયાગજ બની ગયું. જે પંચગની જાય તે સૌ. ભાનુ બ્હેનને મળ્યા વગર રહે નહિ અને સૌ. ભાનુ બ્હેન પાસેથી તેમને કંઇ શ્રેયસ્કર મળ્યા વગર રહે નહિ. ખરેખર, પંચગનીમાં સૌ. ભાનુ બ્હેનનો બંગલો એક સાંલોજ–Salon-બની ગયો હતો. કોણ ત્યાં ન્હોતું આવતું? આજે કવિ અહીં છે, કાલ્યે કોઈ સાહિત્ય રસિક પધારેલ છે. કોઇ વખતે કોઇ સંગીત મર્મજ્ઞ, તો કોઇ વખતે કોઇ ચિત્રકાર ત્યાં હોય હોય ને હોય. કોઇ વખતે ભક્તજન ભક્તિની ધુન મચાવે. ત્યાં કોને પ્રેરણા મળતી નહી? કોને પ્રોત્સાહન પ્રાપ્ત થતું નહિ? સર્વ કોઈ ત્યાંથી, ઉત્સાહ, પ્રેરણા કે નવચેતના લઇ પાછા ફરતા. કેટલાક કરમાયલા મનઃકુસુમ ભાનુના સુરભિસિંચનથી પરિતૃપ્ત અને સંતુષ્ટ થતાં હતાં. કેટલાય નિરાશાવાદીઓને નવસ્ફુર્તિ મળતી હતી? ડિઝરાઇલી વાસ્તવિક કહે છે કેઃ–

Woman alone can organise a drawing room: man succeeds sometimes in a library.

Benjamin Disraeli.

એ પૂર્ણાંશે સત્ય છે. આ અરસામાં સૌ. ભાનુ બ્હેનની જ્ઞાનપિપાસા ઘણીજ તીવ્ર થઇ હતી અને તેઓ સારી પ્રગતિ કરી રહ્યાં હતાં. સંસ્કૃતનો અભ્યાસ એવો અચ્છો થઇ ગયો હતો કે ગોપિકાગીતને ગુર્જર ભાષામાં લલિત છંદની રાહે તેમણે ઉતાર્યું છે. એમ કરવામાં તેઓએ મૂળના આશયને નષ્ટ થવા દીધો નથી.

## સ્મૃતિ

સૌ. ભાનુ બ્હેન પંચગની ગયાં હતાં? ત્યાં તેઓને સ્વાસ્થ્ય મેળવવું હતું? ના. તેમને તો પંચગનીના શૈલશ્રૃંગપર તપશ્ચર્યા આદરવી હતી. તેમણે કઠોર તપશ્ચર્યા માંડી. સંસારની નિરસ બાબતોમાંથી મનને ખેંચી લીધું. તપની સાથે મનોબળ વધવા લાગ્યું. તેમનો આંતરવિકાસ વધતો ગયો. આણી તરફ દારૂણ વ્યાધિ શરીરને ગ્રસતો ગયો, ત્યેમ ત્યેમ તેમનું હૃદયબળ વૃદ્ધિગત થતું ગયું. કાતિલ દર્દ શત વૃશ્ચિકદંશની વેદના કરે, પણ તેને મન તે વેદનાજ નહતી. જ્યેમ કોઇ સતિ આનંદથી અગ્નિની જ્વાળાને આલિંગે, જ્યેમ રણઘેલો રજપુત સમરાંગણમાં કુદી પડી, કૃપાણના પ્રહાર હસ્તે વદને ઝીલે, ત્યેમ સૌ. ભાનુ બ્હેન પ્રફુલ્લ વદને દર્દના આઘાત સહેતી હતી. એમનું દુઃખ જોનારના મનને કલાન્તિ થાય પણ સૌ. ભાનુ બ્હેનના હાસ્યવદનની એક રેખા સુદ્ધાં બદલાય નહિ. તેમણે તો હરિનો માર્ગ ગ્રહણ કર્યો હતો અને હરિનો માર્ગ કેવો છે? ભક્ત કવિ પ્રિતમ કહે છે કેઃ—

હરિનો મારગ છે શૂરાનો નહિ કાયરનું કામ જોને.
પરથમ પહેલું મસ્તક મુકી વળતી લેવું નામ જોને
માયા સાટે મોંઘી વસ્તુ સાંપડવી નહિ સ્હેલ જોને
મહાપદ પામ્યા તે મરજીવા, મુકી મનનો મેલ જોને.

કોઈ અપૂર્વ બળ તેમને તે તેજ ભૂમિ પ્રત્યે ખેંચી રહ્યુ હતું. કોઈ અપૂર્વ બંસીના ભવ્ય મોહક સુર તેમના કાનમાં ગુંજી રહ્યા હતા. તે પ્રત્યેજ તેમનું લક્ષ વિશેષ હતું. તેમનામાં યોગદષ્ટિ કેળવાઇ હતી. મૃત્યુશય્યા પર ભીષ્મ પિતામહે અર્જુનને અપૂર્વ બોધ સંભળાવ્યો હતો. સૌ. ભાનુ બ્હેને પણ મરણ શય્યાપર એ દષ્ટિના પ્રતાપે અણમોલ બોધ આપ્યો હતો. ભવિષ્યના આદેશ સંભળાવ્યા હતા. જેમને ઉદ્દેશી એ

વચનો નીકળ્યાં હતાં, તેમને એના પાલનમાં આલોક અને પરલોકના સુખની પ્રાપ્તિ છે.

અને તે મૃત્યુ કેવું વિરલ અને વાંછનીય હતું! જે દિવસે અને જે ઘડિએ જન્મ, તેજ દિવસે અને તે જ ઘડીએ, હસ્તે વદનો અનેકને શુભાશિષ દઇ તેમણે પોતાની સંસારલીલા આવરી લીધી; એટલુંજ નહિ, પણ સર્વને આનંદ માનવા કહ્યું.

એ મૃત્યુ નહતું; મૃત્યુને તેઓ ઘોળી પી ગયાં હતાં.

Grieve not that I die young. Is it not well
To pass away ere life has lost its brightness
Bind me no longer sisters, with the spell
Of love and your kind words. Listen ye to me;
Here I am blessed–but I would be more free
I would go forth in all my spirits lightness
Let me depart.

આમ અને સ્નેહીજનોને તેમનું આજ કથન હતું.

સૌ. ભાનુ બ્હેન છેલ્લાં જ્યારે મુંબઇ આવ્યાં ત્યારે તેમણે કહેલાં વચનો સ્મરણમાં રમે છે. કેવો વ્હાલસોયો સ્વભાવ? કેવી નમ્રતા! ઇશ્વિર ભાઇપર કેટલો નાજુક પ્રેમ! "રમણીક ભાઈ! તમે એકવાર પણ પંચગની આવ્યા નહિ: કયેમ નથી આવતા?" મેં પ્રત્યુત્તર આપ્યો, "ભાનુ બ્હેન, દાસત્વની શૃંખલાથી એવો જકડાયો છું કે એક દિવસની પણ રજા મળતી નથી. શું કરૂં?" "શૃંખલા તો ખરી પણ તેથી આપણે આપણા બીજા કર્તવ્યને થોડાં વિસારીએ છીએ? સંસારની શૃંખલા નથી? પણ તેથી કંઇ બીજા

કામ દષ્ટિઆડ થાય છે ખરાં?" સૌ. ભાનુના સંસ્કારરૂપી પારસમણીએ અન્યને પણ સુસંસ્કારી બનાવ્યા છે. ચિ. લીલાવતીના મનપર જે ઉચ્ચ સંસ્કારિતા અને સદ્‌ગુણની છાપ મારી છે, તેને માટે તે બાલિકા સદાને માટે ઋણી રહેશે. સૌ. ભાનુ બ્હેનનાં કેટલાં સંસ્મરણોને યાદ કરૂં? ગુજરાતનો મહાકવિ યથાર્થ કહે છે કે:-

"દિલના દરિયાવમાંહી લાખ લાખ મોતી
ગોતી ગોતીને એને ચુંથશોમાં
મારા હૈયાની વાત કોઇ પુછશોમાં,"

એ ગોતે શું સાર?

સૌ .ભાનું બ્હેનનું સ્મરણ કરતાં તેમની સૌમ્ય મૂર્તિ આંખ આગળ ખડી થાય છે અને નીચેની પંક્તિઓ હૃદયમાં તાજી થાય છે.

Steadfast and tender in the hour of need,
Gentle in thought benevolent in deed;
Whose looks have power to dissension cease
Whose smiles are pleasant whose words are
peace.

–D. D. Miller.

જેને હાથે સમાજનું કલ્યાણ થાય તેવી વ્યક્તિઓનું આયુષ્ય ટુંકું હોય છે. આપણા કેટલા નરરત્નો અલ્પાયુષ્ય ભોગવી મરણ પામ્યા છે! એમાં કંઈ ગૂઢ ભેદ હશે, તે ઉકેલવા કોણ સમર્થ છે? રાજવી કવિ ભર્તૃહરિ આવા અલ્પાયુષી જીવનને માટે ખેદ કરે છે. કવિ બેનસન કહે છે કે-

In small proportion we just beauty see,
And in small measure, life may perfect be.

એ ઘણે અંશે સત્ય છે. કવિવર જૉંક પણ એવોજ ભાવ વ્યક્ત કરે છે કેઃ—

ગુલ ભલા કુચ્છ તો બહારેં એ સબા દિખલા ગયે.
હસરત ઉન ગુંચોપે હૈ જો બિનખિલે મુર્ઝા ગયે.

લોકભાષા કેટલીવાર મિથ્યા હોય છે. આપણે સામાન્યતઃ કહીએ છીએ કે ભાનુનો અસ્ત થયો, પણ સૂર્યનો અસ્ત થતો નથી. તે તો અન્ય પ્રદેશમાં ઉગેલો હોય છે. ત્યેમ આપણી ભાનુ પણ અન્યના તિમિરને હરી, હૃદયમાં નવચેતનાનો સંચાર કરી, જીવનમાં અભિપ્રાણ રેડી, અન્યત્ર વિરાજે છે. શોક વૃથા છે.

"ભાનુ સ્મૃતિ"ની યોજના ભાઇ જગુભાઇએ યોજી છે. તેમના સ્તુત્ય કાર્યમાં સહકાર સાધી જે લેખકોએ અને લેખિકાઓએ સ્મૃતિ આલેખી મોકલી આપી છે, તેમનો આભાર ભાઈ જગુભાઇવતી હુ માનું છું.

આ પ્રાક્કથન સમાપ્ત કરતાં કવિની પંક્તિઓ હૃદયમાં સ્ફુરે છે કેઃ-

આવી રમન્તી પૃથિવી ફરી વિશ્વયાત્રા
આવી ન ત્હોય સખિ વત્સલ પ્રેમ મૂર્તિ
આવ્યો વસન્ત, વિરમ્યો, સખિ વર્ષ વિત્યું
આવી ન તે ફરીથી પ્રેમલ આત્મછાયા !

**ના. દ. કવિ.**

પ્રભુ તેના આત્માને શાંતિ આપે. એજ.



# ઉલ્લેખ

"**ભાનુસ્મૃતિ**" આજે પ્રકટ કરતાં અમને તો અમારી **ભાનુ** નજર સમક્ષ ખડી થાય છે. એના સમાગમનું એક એક સંભારણું યાદ કરતાં અમારી આંખમાંથી આંસુ સરે છે.

માનવજીવનમાં બ્હેન એટલે ભાઇના ધગધગતા સહરાસમા જીવન-રણમાં Oasis (મીઠ્ઠી વૃક્ષકુંજ) છે. વાસ વિનાનું ફુલ અને બ્હેન વિનાનો ભાઇ, બન્ને સરખાં. ભાઇનો આરામ એની બ્હેન છે. યુક્તિઓ રચતાં રચતાં થાકે, મંત્રણાઓ કરતાં કરતાં થાકે. આઠ આઠ પટરાણીઓ પાસે હોય પણ જે આરામ, કે જે આશ્વાસન શ્રી કૃષ્ણ જેવાને પણ ન મળતાં ત્યારે શ્રી દ્રૌપદી પાસે જવું પડતું ને ત્યાં એને સંપૂર્ણ આરામ મળતો.

સૌ. બ્હેન ભાનુમતીનો સ્મારક ગ્રંથ ગુંથાય, અનેક ભાઇ બ્હેનો એ વાંચે અને એમાંની સુરભિ લે, એ હેતુથી આ ગ્રંથ પ્રકટ કર્યો છે. ગ્રંથ તૈયાર કરતાં બ્હેનનાં અનેક સંસ્મરણો આવ્યાં હતાં. ઘણાં લેવાયાં છે, કેટલાંક વિસરાયાં છે. સર્વ સારી વસ્તુઓની પસંદગી કરતાં એવુંજ થાય છે.

પ્રુફો તપાસવા માટે લખાણો પુનઃ પુનઃ વાંચવા પડે છે, અને એ વાંચતી વખતે અમને એ લખાણોએ પુષ્કળ રડાવેલ છે. ઘણી વખતે પ્રુફો સુધારતાં સુધારતાં હૃદય ભરાઇ જવાથી પ્રુફો સુધાર્યા વિના અધૂરાંજ મુકવા પડ્યા હતા, તો એ સંજોગોમાં કેટલાક દોષ રહ્યા હશે.

બાકી તો ઘણાંએ પુષ્પો નિર્જન વનમાં ત્યાંની ત્યાંજ સુરભિ પ્રસારી કરમાય છે, અને એકાન્તમાંજ એવાં અલૌકિક શાંત વનમાં પોતાનું સમાધિ-સ્થાન નિર્ણીત કરે છે. સમાજ એવી ઘણીએ વિભૂતિને વણ ઓળખી જવા દે છે.

અમારા પરના પડેલા ઘાથી અમો એ નિયંતા પાસે એટલું માંગી લઇએ છીયે કે, "કદાપિ ભાઇ બ્હેનનાં મીઠાં જીવનની દોરી, હે દયાળુ! તું ન તોડીશ."

## સ્મૃતિ

"આવાં બ્હેનનું કંઇક સ્મારક થવું જોઇએ," "એમનો સ્મારક ગ્રંથ કાઢીએ,' "એમને ન ઓળખનારાંને એમનો પરિચય આપીયે" આવી આવી અમને પ્રેરણાઓ આપનાર અને અમારા કાર્યમાં સંપૂર્ણ સહાનુભૂતિ દર્શાવનાર આ પુસ્તકમાં સૌ. **ભાનુ** બ્હેનનો પરિચય આપનાર ભાઇ બ્હેનોની પ્રેરણા અને એ સર્વનો સૌ. **ભાનુ** બ્હેન પ્રત્યેનો અનુરાગ, એટલે આ "**ભાનુ** સ્મૃતિ" પ્રકટ કરી શક્યા છીયે એ પણ એ ગુણિયલ બ્હેનની કૃપા વડેજ.

સૌ. **ભાનુ** બ્હેનનું મિત્ર મંડળ અને એમનો પરિચય એટલો બધો હતો કે જો દરેકે દરેક વ્યક્તિ પાસથી એમનો પરિચય અમે માગ્યો હતે તો પુસ્તકના પૃષ્ઠની સંખ્યા કેટલી થતે તે કલ્પી શકાતી નથી. એમનાં અનેક નિકટના સ્નેહિઓ પાસ પણ અમે જઇ નથી શક્યા, તેમ અનેક સંસ્મરણો અમને વણમાગ્યે આવવા છતાં પણ સ્થળ સંકોચને લઇને પ્રકટ નથી કરી શક્યા, તેથી એ સર્વની અમે અંતઃકરણપૂર્વક ક્ષમા યાચીએ છીએ.

'ગુજરાતી પ્રેસ'ના કુશળ કાર્યવાહક શ્રી. રમણીક અ. મ્હેતા સૌ. **ભાનુ** બ્હેનના નિકટ પરિચયમાંના એક છે. આ ગ્રંથ ટુંક સમયમાં સુંદર રીતિએ પ્રકટ કરી આપવામાં તેઓએ જે પરિશ્રમ લીધો છે, તે માટે અમે એમના આભારી છીએ.

પ્રભુ બ્હેનના અમર આત્માને શાશ્વત શાન્તિ અર્પે તેમજ વીખુટા પડેલાં ભાઇ બ્હેનોને આ '**ભાનુ**સ્મૃતિ' કંઇક અંશે આશ્વાસનરૂપ થઇ પડે એવું ઇચ્છતા—

'હર નિવાસ'<br>ફૉરજેટ સ્ટ્રીટ<br>**મુંબાઈ.**

**જગમોહન**<br>તથા<br>**ઈશ્વર.**

# સ્મરણાઞ્જલિ

૧

શાની ભરું હું અંજલિ ?
શીશી ધરું હું અંજલિ ?
આંસુ સુકાર્યાં નેત્રનાં,
ને રહી ગઇ સ્મરણાંજલિ.

૨

એ અંજલિ ભરતા
નયનનાં નીર સુકાશે નહિ,
મીઠાં સ્મરણ તુજ જીવનનાં
એ બ્હેન ! ભૂલાશે નહિ.

૩

તું તો હતી ભાનુ સમી
અમ જીવન કુંજ પ્રકાશતી,
ત્હારાં કિરણ એક એકથી
ઉર ઉર તણી કળી પોષતી.

૪

ભાનુ ! ત્હારા તેજથી
અમ ઉભય કુળ ઉજ્વળ થયાં,
ગૃહમંદિરે તવ સ્નેહ રશ્મિ
હા ! સદાના રહી ગયા.

૫

તેજ તું તો મણીતણું
ને ઉભય વીરની આંખડી,
જીવનનું રણુ છોડતાં,
કેવું મીઠું હસતી ગઇ ?

૬

સંગીતને સાહિત્યની
તું તો હતી શુભ સેવિકા,
દેવી દયાની તું હતી
ને સ્વર્ગનીજ ઉપાસિકા.

૭

સ્નેહની સરીતા અને
મમતાળુ માતા સમ હતી,
રીસમાં વિદ્યુત્ સમ
ક્ષણએક તું ચમકી જતી.

૮

સ્મરણસાગરે બ્હેન ! ઉલટે અવિરત નીર,
અંજલિ તેની અર્પતો ત્હારો ન્હાનો વીર.

ઇશ્વર.

"She lives, she walks-'tis Death is dead, not she."

## કિરણમાળા

## પ્રકાશ.

શું ઉદયને અસ્તનો નિયમ ત્હનેય લાગુ પડ્યો ? મ્હને મ્હારા જીવનમાં એ અમંગળ ખ્યાલ સુધાં એ ન્હોતો કે ભાનુનો પોષક પ્રકાશ કેવળ ત્રણ દાયકા પછી ઉડી જશે.

અસ્ત પામતો સૂર્ય રંગબેરંગોથી આકાશ રંગતો જાય, નિહાળનાર ઘડીભર એ ચિત્રકામ નિહાળ્યા કરે, અને એની સ્મૃતિ સજીવન રાખવા સારુ કોઈ ચિતારો એ દૃશ્ય ચિતરે, અને સંગ્રહે, એમ ત્હારા જીવનનો સૂર્યાસ્ત, મ્હને ત્હારું, ત્હારા જીવનનું, ને ત્હારા બુઝાતા દીપકનું સ્મરણ સજીવન રાખવા કંઇક ચિતરવા લલચાવે છે.

# કિરણમાળા.

## કિરણ: ૧
### ઉદય.

સારા વૃક્ષનાં બધાંયે ફળો કંઈ બહુ સારાં હોતા નથી; એકજ આંબાના બધા આંબા મીઠા હોતા નથી. કેટલાક સારા તો કેટલાક બહુ સારા હોય છે. સંસ્કારી માતાના બધા સંતાનમાં કુપાત્રો અપવાદ હોય છે. એવી માતાની સંતતિ સુપાત્ર હોય તો શી નવાઈ? પણ સુપાત્ર સંતતિ માંય તું તો અપવાદ જ કહેવાય. વર્તમાન યુગના સુપાત્રો, સુપાત્રોને જ પોતાના ગણે છે, જ્યારે તેં તો કુપાત્રોને ત્હારા કર્યા. એનું કારણ સંસ્કાર. તેં સંસ્કારને ખીલવ્યો અને જીવનપર્યંત પાળ્યો. આદર્શ અને સંસ્કાર સેવતો માનવ પણ પોતાનું નિશાન ચૂકે, પણ તેં તો ત્હારા નિશાન આબાદ તાંકયા ને માર્યા.

## કિરણઃ ૨
## ત્હારી રમત.

સોળ વર્ષનું ત્હારૂં કુમારી જીવન, જરા વધુ પડતું રીસામણું ખરૂં. પૂજનીય પિતાશ્રીના એ લાડનો વારસો હોય કે ઈશ્વરી ઉપહાર ! એ તો તું જાણે ! પણ ત્હારી એ પ્રકૃતિ ત્હારી જીવન પર્યંતની બ્હેનપણી સમી હતી. ત્હારી રીસમાં રોષ ન્હોતો એટલે જ તું ઝટ મનાઇ જતી. બાકી ત્હારી રીસનું રૂપ તો ઘડીભર ગભરાવતું, પણ પાછળથી એ વધુ રૂપાળું જણાતું. ચાહનો વખત થયો હોય અને બ્હેન રીસાયા હોય તો બીચારી ચાહને કલાક બે કલાક ઠરવું પડતું. એમાં અમે યે ઠરી જતા. ત્હારા રીસામણાના મનામણા કરવા માટે અમારે કેટલી વીસે સો કરવા પડતા તે તું જાણતી તો યે ત્હારી એ સંતા કુકડીની રમત તું રમે જતી અને બધાને રમાડતી. ત્હારી આવી રમતો હવે યાદ આવે છે કે, આવું ઘેલું રમનારી બ્હેન પોતાની જીવન રમત રમી રમાડી ગઈ.

## કિરણઃ ૩
## ત્હારી વસંત.

ત્હારી સત્તરમી વસંત પરાયે ઘેર હતી; પણ જેમ સૂર્યનું કિરણ જે જે ઘરમાં પડે ત્યાં સરખો જ પ્રકાશ પાડે એ સિદ્ધાંતાનુસાર તું વર્તી. લક્ષ્મીવાનની તું પુત્રવધૂ થઇ તોયે ત્હારી સાદાઈ, નમ્રતાને વિવેક તો તેવાંજ હતાં. ત્હારું મસ્તક કદાપિ ગર્વથી ડોલ્યું નથી એમ ત્હારા પરિચયમાં આવનાર દરેક વ્યક્તિ કહે છે. ખરેખર! તું લક્ષ્મીવાનની સાહ્યબીમાં સુરભિસમી હતી. આજ પણ એ સુરભિ છે, અને ત્હારા સંસ્કારના સિંચન સદાય એવીને એવી સુરભિ રાખશે.

સદાવ્રત તો ત્હારી હથેલીમાં જ સમાઈ જતું.દાન તો ત્હારી દયામાં જ હતું, અને ભક્તિ તો ત્હારી સેવામાં જ સમાઈ જતી. નગ્ન અને કટુ સત્ય ત્હને પ્રિય હતું. ત્હારો આ સ્વભાવ બીજાને કડવો લાગતો, પણ પાછળથી ખબર પડતી કે કડવું ઔષધ પરિણામે ગુણકારી નીવડે છે. એવો કટુ પણ ફળદાયી ત્હારો સ્વભાવ હતો.

## કિરણઃ ૪
## ત્હારા રંગ.

પતંગીયાની પાંખના રંગ જેવો નવું નવું શીખવાનો, જાણવાનો ને જોવાનો ત્હારો સ્વભાવ કેવો ? સફરમાં ટગુમગુ થઇને પણ હાડમારી ખમવી એ નવું જોવા ખાતર. થાકી જવું તો યે દુકાને દુકાને ફરવું એ નવીનતા ખાતર. પ્રકાશમાં આવતા બધા ગ્રંથો સંગ્રહવા એ નવું જાણવા ખાતર. હિન્દી, સંસ્કૃત, ઈંગ્લીશ, ને ઉર્દૂ આ ત્હારી સાહિત્ય હવેલીના ભાષા સ્તંભ. જ્યોતિષ જેવા પુરુષોપયોગી વિષયમાં ત્હારો ચંચુપાત ઘણાને હાસ્યજનક લાગતો, તે ઉપરાંત તો કેટલા ગણાવું ? સાહિત્ય શોખને ખાતર નહિં પણ સેવાને ખાતર તું સેવતી. 'સૂર્યોપાસના' જેવું ઉપયોગી પુસ્તક આજ ઘણા સૂર્યભકતોની સેવામાં વંચાતું હશે. વિના મૂલ્યે આવા સાહિત્યની લ્હાણી કરવાની ત્હારી આશાઓ ત્હારા આત્માના આરામ સાથે વિરમી.

સંગીતમાં તું પ્રવીણ ન્હોતી પણ એ ત્હને પ્રિયકર હતું. સારું સંગીત તું ફરી ફરી સાંભળતી ને નવું નવું નિત્ય સાંભળવાની ઉત્કંઠા ઉદ્દ્ભવતી. ત્હારા સંગીતના શોખથી તો કંઇકના ઉત્કર્ષ થયા.

## કિરણ: ૫

## ત્હારી કલા.

નાટ્યગૃહમાં તું બહુ વખત જતી. કયે વખતે જવું અને કયો પ્રયોગ જોવા જવું એમાં તો આપણી ન્હાનકડી કોન્ફરન્સ જામતી. મતો લેવાતા. બધે ઠેકાણે બહુમતે ઠરાવ અમલમાં મુકાય છે, પણ અહિંતો ત્હારી ઇચ્છાનુસારજ મતો ભરાતા ને ઠરાવો પાસ થતા. પછી આવતો ભાઈ કવિનો વારો. ત્હારા અંતરમાં રમતી આશાઓ સૌ સમજે ને અમલ કરે એવી ત્હારી ભાવના અમારાથી કેમ સમજાય? આ કોકડામાં કવિ ગુંચવાય, અને રંગભૂમિપર સો સો છોકરાઓને નચવનાર કવિરાજને ત્હારી ઇચ્છાની મૂરલીપર નાચવું પડતું. એનો નાચ કેવળ ત્હારા અંતરાત્માને પ્રફુલ્લિત રાખવા પુરતો જ હતો. તેં એને પણ ત્હારા જગમોહનને ઇશ્વિર જેવો ગણ્યો હતો. એણે પણ ત્હને અમારી દૃષ્ટિએ જ જોઈ હતી આજ એની આંખો પણ ભીની છે.

## કિરણ: ૬
## પરિવર્તન.

સંપત્તિના સામ્રાજ્યમાં સંતતિ હોય જ શાની? અને સંતતિના સૈન્યની સાથે સંપત્તિ ટકી જ શકે શાની? એ નિયમો ત્હારે ત્યાંય હતાં. પાણી માંગતાં દૂધના કટોરા હાજર થતા, પણ દૂધ પીનારામાં એકનો એક જગુ ઓછું જીવન ગાળી જગત્ છોડી ગયો, અને ત્હમારો એકનો એક આશાદીપક આમ ઓલવાઈ ગયો. જગુની તું અપર માતા હતી એ ભાગ્યે જ કોઈ જાણતું. જગુ પણ ત્હારી મમતામાં પોતાની માતા ભૂલ્યો હતો. ત્હારો એ આશાદીપક અલ્પસમય તેજ આપી અને ઓલવાયો.

ત્હારી તે પછીની વૃત્તિઓ, વર્તન, અને ત્હારું પરિવર્તન, કોઇથી અજાણ્યું ન્હોતું. ઓછું જીવનારાના જીવનમાં જ આ જાતનાં પરિવર્તન થાય છે એ એના જીવન પછી સમજાય છે. ત્હારી નાજુક પ્રકૃતિમાં ક્ષય જેવા રોગનો સહકાર કંઈ ઓછો ચિંતાજનક ન્હોતો. ક્ષય થતાં સ્હમજુ સ્હમજી જાય છે કે આ દૈવી પયગામ છે. એ પયગામ તું સ્હમજી અને વર્તી. અમે પછી સ્હમજ્યા.

## કિરણઃ ૭
## પંચગનીની પ્રભાતુ.

ત્હારા ક્ષયે જ ત્હારા કુટુંબને મુંબઇનો મોહ મુકાવ્યો અને પંચગનીની ટેકરી દેખાડી. મ્હને હવે સમજાય છે કે પંચગનીનો ત્હારો વાસ એ ત્હારા જીવનપુસ્તકનું છેલ્લું પ્રકરણ હતું. બધા પુસ્તકના છેલ્લા પ્રકરણમાં જેમ વસ્તુ, પાત્રો, ને સાર, સર્વનું યોગ્ય દર્શન કરાવી વસ્તુ પુરી થાય છે, એમ તેં ત્હારી જીવનપુસ્તકનું યોગ્ય દિગ્દર્શન કરાવી ત્હારું સાહિત્ય સમેટી લીધું.

પંચગનીનો ત્હારો ચાર વર્ષનો વસવાટ ચંદ્રિકાની રૂપેરી ચાંદની જેવો ચમકયો. એના શીતળ કિરણો જેણે જેણે ઝીલ્યાં છે એણે અમૃતના પાન પીધાં છે, અને પીનારા આજ ત્હને પુનઃ પુનઃ સંભારી આંસુ સારે છે. ન્યૂમોનિયાના કાળ મુખમાંથી મ્હને ઉગારનાર એ પંચગની કે મ્હારી બ્હેન? ડીગ્રીધારી ડૉકટરો કે ત્હારી માયાળુ નર્સીંગ? આ સૌ સંભારતાં મ્હારું હૃદય કંપી ઉઠે છે. તું પંચગની ન હતે તો હું પંચગની જવા ન પામતે. અને પંચગનીની હવા ન હતે તો મ્હારું અસ્તિત્વ સુદ્ધાં એ ન હતે. માટે હું તે કોના ઉપકાર માનું? પંચગનીની હવાના કે દયાળુ બ્હેન ત્હારા!

## કિરણ ૮
## મ્હારો પુનર્જન્મ.

મ્હારા હઠીલા રોગથી ડૉકટરો કંટાળતા. હું પણ કંટાળતો. પણ ત્હારી અડગતાને ત્હારી શ્રદ્ધા ન્હોતાં ખૂટતાં. સારો પ્રયોગ (Treatment) અજમાવતાં એ આડું વેતરાતું. એમાંથી એ તેં કેવા કેવા રસ્તા કાઢ્યા હતા? એ તો આજે મ્હારા સ્મરણમાં એ નથી. છાશનો પ્રયોગ નકામો ગયો અને મ્હારી આશાનો છેલ્લો તાર તૂટયો, પણ ત્હારી બુદ્ધિમાંથી દૂધનો પ્રયોગ નીકળ્યો. "છાશ ન પચે તો દૂધ કેમ પચાવું?" મ્હારી આ દલીલ સામે પણ તેં કેવું કેવું સ્હમજાવ્યું?

દૂધનો પ્રયોગ શરૂ કર્યો. પખવાડીયા સુધી તો ન ફાયદો કે ન નુકસાન. ત્હને હિમ્મત મળી, પણ મ્હારા ઉતાવળીયા સ્વભાવને એ હિમ્મતની કિમ્મત ન્હોતી. પછી ધીમે ધીમે વજન વધવા લાગ્યું અને શક્તિ આવતી ગઈ. વજન મ્હારું વધતું ને શક્તિ ત્હને આવતી એમ કહું તો ચાલે. ધીમે ધીમે ત્હારા એ અમૃતના પાને તો મ્હને પુનઃર્જન્મ મળ્યો, અને હું સાજો થયો. આવું નર્સીંગ કયા નર્સીંગ હૉમમાં મ્હને મળતે? ટ્રીટમેન્ટ સાથે ધૈર્યને શાંત્વન દેનારી નર્સ ત્હારા કરતાં મ્હને કઈ વધારે સારી મળતે! આજ પ્રમાણે તું બધે કરતી. પંચમનીમાં કોઇ માંદુ હોય તો ત્હારી હાજરી તો ત્યાં ખરી જ.

## કિરણ: ૯
## ત્હારી સન્ધ્યા.

પંચગનીનું ત્હારું ચોથું વર્ષ તું ન પૂરું કરી શકી. ત્હારી મુંબઇની છેલ્લી સફર છેલ્લીજ નિવડશે એ પછી જાણ્યુ. છેલ્લી મુલાકાતમાં પેટ ભરીને આનંદ લુંટયો. જાણે ફરી એ આનંદ ન લુંટવો હોય એ રીતે. તેં મુંબઈ છોડ્યું ને પંચગની ગઈ.

ત્હારી માંદગીનું મંડાણ મંડાયુ. ત્હારાથી લખાય ત્યાં સુધી તું જાતે જ કાગળોદ્વારા તબિયતના ખબર લખતી. તાવની શરુઆત થઈ ચુકી અને ત્હારી ટપાલ બંધ પડી. ત્હારા છેલ્લા કાગળથી પૂજ્ય માતુશ્રીને હું પંચગની આવ્યા. તાવ તો આવતો જ. દોઢ માસ સુધી ડૉકટરોએ પેરાટાયફસ ઠરાવ્યો. બીજે મહિને કર્નલ ટ્રેસીડરે (ગવર્નર સર લેસ્લી વીલસનના સર્જન) ત્હારો રોગ વર્ત્યો. પ્લુરસી ઠરાવી. ઓપરેશન કર્યું અને પસ કાઢ્યું જેનું પ્રમાણ તો ન્હોતું રહ્યું છેવટ સુધી.

## કિરણ: ૧૦
## સન્ધ્યાના રંગ.

પછી તો ત્હારું ને મંદવાડનું દ્વન્દ્વ યુદ્ધ ચાલ્યું. ત્રાસદાયક માંદગીમાંએ ત્હારી હિમ્મત, બુદ્ધી ને શ્રદ્ધા અચળ હતા. રોગના ત્રાસની ચીચીઆરીઓ તેં ન્હોતી નાખી કે એવા ભાવનાં ચિન્હ સુદ્ધાં એ ત્હારા મોઢા ઉપર આવવા દીધાં. ક્લોરોફોર્મથી થતા ઓપરેશન તેં રમતાં રમતાં કરાવેલા. એ સહનશક્તિ ઉપર તો ડૉકટર બીલ (વાઇની મીશન હોસપીટલનો મોટો અમેરીકન સર્જન) જેવો પણ આફ્રીન થયો હતો. બ્રીટીશ ગવરમેન્ટની સેક્રેટરીએટની નિયમિતતા જેવી ત્હારી સારવાર પણ ત્હનેજ આભારી હતી. "અભરામણ થાય છે, એડ્રીનલીન આપો. અમૂક જગ્યાએ દુઃખે છે, ત્યાં રાઈ મૂકો. વખત થયો છે, ડ્રેસીંગ કરો" આવા આવા અનેક ઉપચારો તું હાથે જ કરાવી લેતી. ચાર ચાર ડીગ્રી તાવમાં પણ થર્મામિટરના પોઇન્ટે પોઇન્ટ જોવાની શક્તિ ત્હારામાં ક્યાંથી આવતી એ કોઈ ન્હોતું કળી શકતું. રાત્રીના ઉજાગરાઓમાં આજે અમુક વખતથી અમુક વખત સુધી ફલાણા જ માણસો બેસે એ તું સૌની પ્રકૃતિ પ્રમાણે, ક્રમ ગોઠવતી.

## કિરણુ: ૧૧
## અસ્તાચળે.

મુરબ્બી શેઠને તો રાત ને દિવસ સમાન જ હતા. કોઈ જૈન મુનિ ચાતુર્માસ એકાન્ત સ્થળે ગાળે એ પ્રમાણે મુરબ્બી શેઠે ત્હારા માટે ત્હારી માંદગી પર્યન્ત ત્હારી સમીપમાં જ ગાળ્યા હતા. ત્હારા પ્રત્યેનો અનુરાગ એની સેવાથી જ સૌ જણો જાણી શકયા. વિપત્તિના અનેક વાદળના પાણીથી ભીંજાયલા એ મુરબ્બીની આંખનાં આંસુ તો લૌકિક દષ્ટિએ સુકાયાં છે, પણ એનું હૃદય તો પ્રત્યેક પળે છાનું રડતું હશે. એ શાન્તિના સાગર સમા પાસેથી આજ અમારે અમારું આશ્વાસન લેવું પડે છે, એ પણ એક ઈશ્વરી લીલા!

પછી ત્હારી માંદગીનો જ્વાળામુખી ચોમેરથી ભભૂકી ઉઠયો હતો. એનો ઉગ્ર તાપ તો અમારાથી એ ન જોવાય એવો હતો. ત્હારું છેલ્લું ઓપરેશન ત્હારા મૃત્યુનું નિમિત્ત થયું. એને જ ત્હારી અવશેષરહેલી શક્તિ હણી લીધી. શુક્રવાર તા૦ ૨૧–૯–૨૮ની રાતની વાત તો હાથથી લખાય જ નહિં ને મ્હોડે કહેવાય જ નહિં એવી હતી. રાતના ૮ વાગ્યા પછીના ત્હારા સ્વરૂપે અમને જણાવ્યું કે, "ભાનુ અમારી નથી." કાળના વિકાળ મોઢાંનો કોળીયો બનેલી તું ત્હારી અંતિમ આશા પુરવા પુરતી જ જીવી, અને આખીએ રાત તેં ત્હારા સ્વજનોને જીવનની અમૂલ્ય કુંચીઓ બતાવી, ઉપદેશોના અમૃતો પાયાં, ને ભલામણોથી દુ:ખી, રડતાં હૃદયોની ભેખડો ભાંગી.

## કિરણ: ૧૨
## કિરણસંકેલન.

ત્હારો આ સન્દેશો તો છેક મુંબઈ સુધી પ્હોંચ્યો, અને શનિવારની રાતના નીકળ્યા જગુભાઈ રવિવારના દિવસે ત્હારા અંતિમ મિલનાર્થે આવ્યા. અંતિમ દિવસની અંતિમ ઘડીઓ સુધી અથથી ઇતિ સુધીનું ત્હારું હૃદય તેં એની પાસે ઠલવ્યું. આખોએ દિવસ આનંદથી ગાળ્યા પછી સન્ધ્યા થઇને રાત્રી પડી. સૌ ત્હારી શય્યાને કુંડાળું ફરતા ઉભા રહ્યા. અંતે સાડા-બાર થયા. તેં "રામ રામ"ના ઉચ્ચાર કર્યા, સાથે અમને એ રામનામની ધૂન ગાવા કહ્યું. અમે પણ રામ રામ બોલ્યા. અમારા રામનામના ઉચ્ચારપર તેં ડોકું ધુણાવ્યું, અને સ્ટેન્ડર્ડ ટાઇમ સાડાબાર ને દસ મીનીટે તું અવાચક બની.

ત્હારું વદન તો એનું એજ. ઉલટું સ્હેજ હસ્તું હતું. "**ભાનુ ગઈ**" આ મુરબ્બી શેઠના ત્હારા માટેના અંતિમ ઉચ્ચાર. પછી તો માતુશ્રી, **લી**લાવતી બ્હેન વીગેરે સર્વની આંખો ભીની હતી. હજીએ છે, અને હૃદય તો સદાય છાનું રડ્યા જ કરવાનું.

આજ દિવસે, આજ વખતે, આજ ઘડીયે, ત્હારો જન્મ હતો અને એજ દિવસે ત્હારો દેહત્યાગ અમારી માનવદૃષ્ટિએ અલૌકિક છે. બાકી રવિવાર એટલે ભાનુવાર કહેતાં કોઇ પણ ન અચકાય. આમ તેં ત્હારા જીવનના કિરણો સંકોરી લીધા.

# "ભાનુ"નો પ્રકાશ.

શ્રી. જીવન શાહઃ સાન્તાક્રુઝ.

બ્હેનનો સ્નેહ એ જગતની એવી અણુમોલી વસ્તુ છે—પ્રભુની એવી પ્રસાદિ છે કે જે ભાગ્યશાળીને જ સાંપડે. સંસારના બધાયે કુટુંબિક સંબંધોમાં ભાઇબ્હેનનો સંબંધ સદાયે મીઠો હોય છે. બીજા સંબંધોમાં તો પરસ્પર કાંઈ ને કાંઈ સ્વાર્થનો સ્પર્શ હોય છે, જ્યારે ભાઇબ્હેનનો સંબંધ નિઃસ્વાર્થ હોવાથી નિર્મળ અને મધુરો હોય છે. વીરને કાજે વ્રત કરનારી તો બ્હેન જ ને! અત્યંત બાળ વયમાંયે—કહોને પાંચ સાત વર્ષની વયમાંયે બ્હેન પોતાના નાનકડા ભાઇને તેડીને એટલા આનંદથી ફરે અને એટલા હેતથી રમાડે કે એ દૃશ્ય જોતાં જ લાગે કે જાણે જન્મોજન્મના જુના સ્નેહીઓ ફરી મળ્યાં હોય! "મ્હારો ભાઇ" એ વિચારે અને ઉચ્ચારે બ્હેન હર્ષઘેલી બની જાય; ભાઈ માટે ઓછી ઓછી થઈ જાય! શી બ્હેનની ભાઈ પ્રત્યેની મમતા! ભાઈ પ્રત્યેના હેતથી બ્હેનનું હૈયું નિરંતર નીતરતું ઉભરાતું જ હોય. બ્હેનીના એ પવિત્ર પ્રેમનું સંપૂર્ણ સ્વરૂપ શબ્દોમાં તો શી રીતે અંકાય?

## સ્મૃતિ

છતાંયે સ્વર્ગસ્થ ભાનુ બ્હેનને સ્મરણાંજલિ અર્પતાં ઉપરના ઉદ્ગારો તો સહજ સરી પડે છે. જેણે જેણે એમને જોયા છે તેમને એમની સૌમ્યતાના દર્શન જરૂર થયાં છે. જેમણે એમના સ્નેહામૃતનું પાન કર્યું છે, તેઓ મારા ઉપરના કથનને જરૂર સાથ દેશે. શાંત અને સૌમ્ય મૂર્તિ, સ્નેહાળ દિલ, ભક્તિભીનું હૃદય, સરળ અને સાદું જીવન એ તો એમને સ્વભાવસહજ હતું. શાંતિ અને સહનશીલતા તો તેમણે માંદગીની વેદનાઓ વેઠતાં અને મૃત્યુનો મુકાબલો કરતાંયે કદિ નહોતાં તજ્યાં.

એવી ભાનુની વિદાય કોને વસમી ન લાગે ? અને એ 'ભાનુ'ના પ્રકાશમાંથી પ્રેરણા પામનાર ભાઇઓને તો 'ભાનુ' વિના બધે અંધારું અને સુનું સુનું જ લાગે ને !

અને એયે ખરું ને કે ભાઇઓ પણ ભાનુના ભાઇઓ જેવા હજો, જે બ્હેનના સ્મારક ગ્રંથ ગુંથીને સ્નેહના સ્મરણો સદાંયે તાજાં રાખે–અમર કરે.

પણ 'ભાનુ' તો સ્વતઃ સર્વદા પ્રકાશતો જ રહે છે. તેનો કદિયે અસ્ત નથી. દેખાતો અસ્ત તો સ્થળાંતરને લીધે થતો આભાસ માત્ર છે. જેવાં ગગનવિહારી ભાનુનાં કિરણો જગતને અજવાળે છે, તેવાં જ સ્વર્ગવિહારી માનવ "ભાનુ"નાં સ્મરણો સ્નેહીઓનાં અંતર અજવાળે છે. ભાનુ અમર છે.

# માતા અમ્મા !

જેને લોકો માતા કહે છે, તેને હું અમ્મા કહેતી. એ હિન્દુ, હું મુસલમાન, તો પણ દીલ બેઉનાં એકજ હતાં. એ દિવસો મને યાદ આવે છે, જ્યારે હું નાની બાળકી હતી, અમ્માના ખોળામાં ખેલતી, એના ગાલપર મારા નાના નાના હાથે તમાચા મારતી. આહા ! તે દિવસે તેનું વ્હાલ કેવું હતું ? મમતા કેવી હતી ? અને લાગણીનો સાગર ?

લાગણીનો સાગર ભરતીએ આવતો, હું એ સાગરમાં તરતી, માતા મારા તરવાથી તરતી, અમે બેઉ તરતાં; કયારેક આંખો હર્ષથી નાચતી, કયારેક આનંદનાં આંસુથી તરબોળ થતી, કયારેક એ આંખો મારા પર નોચ્છાવર થતી.

અને અમ્માનો હાથ ? એ હાથ મારા મસ્તક પર ફરતો. જાણે કોઈ ફીરસ્તો મને પ્યારથી ઘેલી ઘેલી કરી રહ્યો છે. એનું જીગર ઉછળતું. હું પણ ઉછળતી, અમારો એ વખતનો દેખાવ સ્વર્ગના પંખીડા જેવો લાગતો. અમો બન્ને પાંખોવડે બન્ને દૈવી આનંદમાં ઉડતાં, ઉંચે ઉંચે આસ્માન સુધી.

મારા કાલા કાલા બોલ, એનું ઝીણું ઝીણું હાસ્ય ! એ ગાંડી થતી મને ગાંડી કરતી.

પણ અફસોસ ! આખરે એ પ્રેમની દોરી તુટી. અમ્મા ગઈ સદાને માટે. એ સ્વર્ગ લોકમાં ગઈ અને મને પ્રેમની ગાંડી જેમ વિલાપ કરતી મુકી.

ખુદા એમને જન્નતનશીન કરે, અને સ્વર્ગમાંથી પણ મારી માતા, મારી અમ્મા, પોતાનો મમતા ભર્યો હાથ મારા પર કાયમ ફેરવે, એવી ખરા દીલથી દુવા ચાહતી, તેમને હરહમ્મેશ યાદ કરતી, અને યાદ કરી આંસું સારતી,

હું છું

પંચગની. તે હિન્દુ માતાની મુસલમાન પુત્રી

**ફાતમા.**

# શુભ્રસ્મૃતિ

**શ્રી. રઘુનાથ ત્રિભોવનદાસ બ્રહ્મભટ્ટ: નડિયાદ.**

**शिशुत्वं स्त्रैणं वा ननु भवति वन्द्यासि जगताम्।**
**गुणाः पूजास्थानं गुणिषु न च लिंगं न च वयः ॥**

કરુણામૂર્તિ સૌ. બ્હેન **ભાનુમતિને** મ્હારે ચૌદ વર્ષનો પરિચય.

ભાઈ જગુભાઇએ શ્રી મોરબી આર્ય સુબોધ નાટક મંડળીના કવિ તરીકે મ્હારો પરિચય આપ્યો. સૌ. બ્હેને માન્યું તો ખરું પણ હૃદયમાં તર્કવિતર્ક થતા મેં જોયા કે, 'આટલો નાનો છોકરો શું નાટક લખતો હશે?" સ્વભાવસુલભ સૌજન્યને અનુસરી તેમણે એ વાત માની પણ એ માન્યતા પાછળ ઉંડી આશંકા હતી કે, "આ નાટક લખી મોરબી કંપનીને શું તારી દેશે?"

ત્યાર પછી ત્રણેક મહિના વીત્યા હશે અને "બુદ્ધદેવ"નું નાટક બહાર પડ્યું. સ્વ૦ મૂળજી આશારામ ઓઝાને અને ભાઈ જગમોહનદાસના કુટુંબને કૌટુંબિક સંબંધ હતો, એટલે કૌટુંબિક સ્વજનો સાથે સૌ. બ્હેન ભાનુમતિ પ્રથમ રાત્રિએ પ્રયોગ જોવા આવ્યાં.

પ્રયોગ સંપૂર્ણ થયા પછી મેં પુછ્યું કે, "પ્રયોગ કેવો લાગ્યો?" તો કહે કે, "મેં આટલું ન્હોતું ધાર્યું; હું તો જાણતી હતી કે, આજ

કાલના સામાન્ય લખનારાઓ કરતાં પણ નીચી કોટીનું લખ્યું હશે, પણ આ પ્રયોગ તો ગુર્જર રંગભૂમિ ઉપર કોઈ અપૂર્વ પ્રકાશ પાડશે ?" ચૌદ વર્ષની એક સરલ બાલિકાના શુદ્ધ હૃદયના સ્વાભાવિક ઉદ્ગાર મેં અનેક સાક્ષરોના પ્રમાણપત્રો કરતાં વધુમૂલ્યવાન માન્યા, કારણ કે એમાં ન્હોતી મિથ્યા પ્રશંસા કે ન્હોતું કૃત્રિમ વાક્ચાપલ્ય, કે ન્હોતો વિદ્યાનો આડંબર. મને મારી કૃતિનું સાફલ્ય એક સરલ અભિપ્રાયમાં જ લાગ્યું. ત્યાર પછી ઉત્તરોત્તર મારે એ કુટુંબ સાથે સ્નેહગ્રંથિ વધું દૃઢ થવા લાગી. જ્યારે જ્યારે અવકાશે જગુભાઇ પાસે જાઉં ત્યારે સૌ. બ્હેન ભાનુમતિ પોતાની ઉત્કંઠા ન સમાવાથી "બુદ્ધદેવ" મેં કેમ લખ્યો, આટલી નાની વયમાં નાટક લખવાના વિચાર મને શા માટે આવ્યા, અમુક કવિતામાં અમુક ભાવ ક્યાંથી આવ્યા, અમે એવું લખી શકીયે કે કેમ, એવા પ્રશ્નોની પરંપરાથી ગુંચવવા માંડ્યાં. ભગવાન્ બુદ્ધના જીવન પ્રત્યે એનો આવો અનુરાગ, ઉત્તમ ગીતોના સુક્ષ્મ ભાવોનું સુક્ષ્મત્તમ પૃથક્કરણ કરવાની તીવ્ર જીજ્ઞાસા અને બુદ્ધ જેવા સર્વસ્વ ત્યાગી આપણે શા માટે થતા નથી ? એ ભાવનાની પાછળ ચિર વિષાદની છાયા, એ વાતચીતના પરિણામે હું અનુભવતો. તેમના ચાર બન્ધુઓમાં જગુભાઈ એ વાતમાં સંપૂર્ણ રસ લેતા, પણ એનો સ્વભાવ હાસ્યપ્રધાન હોવાથી એ ગંભીરમાં ગંભીર વિષયને હાસ્યમાં એવો ફેરવી નાખતાં કે બ્હેન જરા ચીડાતા. ભાઈ મંગળ તથા ભાઈ રણછોડ સ્હેજ મોટા હતા અને ભાઈ ઇશ્વિર બીલકુલ બાળક જેવો હતો એટલે નાટકના નાટકી આનંદ સીવાય વિષયગાંભીર્ય એ બહુ સમજતો નહિ છતાં બુદ્ધદેવના ચારિત્ર ઉપર તેને પણ માન અપૂર્વ હતું.

એ અરસામાં કવિ ન્હાનાલાલનું જયાજયન્ત તાજું બહાર પડેલું. સૌ. બ્હેન તે વાંચતાં અને કેટલાક ફૂટ પ્રશ્નો હું જાઉં ત્યારે મારે ઉકેલવા તૈયાર કરી રાખતાં. કવિની જયાના બ્રહ્મચર્યના અભિલાષ તે વખતે ઘણી

કુલીન કુમારિકાઓને જાગેલા. સૌ. ભાનુમતિ પણ જયાનો આદર્શ સેવતાં મને લાગ્યાં. માણસે પરણવું શા માટે જોઇએ? ભગવાન્ બુદ્ધે પરણીને સંસાર ત્યાગ્યો તો જયાની માફક કુંવારા રહી લોકસેવામાં જીવન વ્યતીત શા માટે ન કરવું? એ પ્રશ્ન મને એ વારંવાર પૂછતાં. મારી બુદ્ધિ પ્રમાણે હું કહેતો કે, "બ્હેન કલ્પનાનાં ઉડ્ડયન ભાવનાની ભવ્ય સૃષ્ટિ અને સિદ્ધાન્તોની ગહનતા ચોપડીના પાના પરજ સારી લાગે." તો એ ચીડાઈ જતાં અને કહેતાં કે, "લોકો લખવા પ્રમાણે પાળતા નથી માટે જ સંસારની અધોગતી થાય છે." હું પ્રત્યુત્તરમાં કહેતો કે, "તમે સેવીકા બની કોઈ સેવાશ્રમનાં અધ્યક્ષ થશો ત્યારે હું તમારા દર્શને જરૂર આવીશ." આજ જાતના વાર્તાલાપમાં લગભગ બધાં જ દિવસો જતાં. એમ કરતાં જયાજયન્ત ઉપરથી મારે "શૃંગી ઋષિ" લખવાનો વખત આવ્યો. સૌ. બ્હેન ભાનુમતિની કલ્પના સહચરી જયાને હું કંઇક અંશે સ્ટેજ પર મૂર્તિમંત કરી બતાવીશ. મેં એ વાત સૌ. બ્હેનને કરી તો એ કહે, "નકામું જયા જયન્ત બગાડશો નહિ. જયાનો આદર્શ જેને ગમે નહિ તેને એવું નાટક લખવાનો શો અધિકાર?" એમ એ કવચિત્ મારાં શિષ્યા બનતાં અને કવચિત્ મારાં પરમ ગુરુ બની જતાં.

પૂજ્ય માતુશ્રી તે વખતે યોગવાસિષ્ઠ વાંચતાં મને કહેતાં કે, "યોગવાસિષ્ઠમાંથી લીલા અગર ચૂડાલાનું આખ્યાન લઈ નાટક લખો." ભાઇ જગુભાઇને પુછતાં તે વળી કંઈ જુદુંજ નાટક લખવાનું સુચવતાં. આમ એ સંસ્કારી સાહિત્ય રસિક કુટુંબમાંથી મને દરરોજ લખવાની અવનવી પ્રેરણાઓ મળતી. ત્યાર પછી ભાઈ જગુભાઇના લગ્નનો પ્રસંગ આવ્યો. મેં બ્હેનને કહ્યું કે, "જગુભાઇનાં ભાવિ પત્નિને જયા થવાના અભિલાષ હશે કે નહિ? ન હોય તો તમે જઇને જગાવી આવો." એટલે મારાપર કૃત્રિમ ગુસ્સો કરી મને કહે કે, "જો જો ભૂલેચૂકે એ વાત ઉચ્ચારતા નહિ.

બધીને જયા બનાવી શું મારા ભાઇને કુંવારો રાખવો છે?" મેં કહ્યું કે, "એ મહિના પહેલા મારી કહેલી વાત તમે નહોતાં માનતાં પણ તમારા જ મ્હોએ તમારો ન્યાય થયો." ત્યાર પછી જયા જયન્ત પ્રકરણ સંપૂર્ણ થયું. પોતાના પરિચયમાં આવેલા બધાંની સાથે મારો પરિચય કરાવી આપી સોસાયટીમાં મને જાણીતો કરવાને તેમને ઉગ્ર અભિલાષ હતો. મારા તરફ કંઇક દયા, કંઇ માયા, કંઇક માન, કંઇક લાગણી, અને કૌટુંબીક ભ્રાતૃભાવ એનામાં હતા. જગુભાઇના લગ્ન પ્રસંગે ભાઇને શણગારવાની, આવનાર ભાભીની દૃષ્ટિમાં ભાઇનો ઓરડો કેવી ઉંચી છાપ પાડશે તેવી રીતે શણગારવાની કાળજીમાં, અને ભાઇનો ગૃહસંસાર કેમ આદર્શ બને તેની રાત દિવસની ચિંતા ભોગવવામાં ગાળતાં; તથા ક્વચિત્ ભાઇના બેદરકારીપણા માટે ઠપકો પણ દેતાં, અને એ બાબતમાં ભાઈ મંગળની સલાહ લેતાં. મંગળ ઉમ્મરમાં ન્હાનો પણ સૌ. બ્હેનનો ખાનગી મંત્રી હતો. બન્નેની ગાંઠ એક જ હતી. દિવસમાં બે જણાં પચાસ વાર રીસાતાં મનાતાં. આ બધું કોઇ પરમ યોગિનીની શાંતીથી માતુશ્રી સહી લેતાં. પોતાનો અભિપ્રાય સર્વથી શ્રેષ્ઠ છે એમ એ માનતાં અને બધાને મનાવા જીવતોડ પ્રયત્ન કરતાં, છતાં બચપણમાં પણ એનું ડહાપણ એવું હતું કે બધાને એનાં અભિપ્રાય પરિણામે સાચા જણાતાં.

ભાઇશ્રી જગુભાઇના લગ્ન પછી બીજે વર્ષે સૌ. બ્હેન ભાનુમતિના લગ્નનો પ્રસંગ ઉપસ્થિત થવાનો પ્રસંગ આવ્યો. સ્વ. મૂળજીભાઇ આશારામ ઓઝા સાંજના ફરવા નીકળતાં શેખ મેમણ સ્ટ્રીટમાં જાણીતા દવાવાળા ભીખા કલ્યાણજીની દુકાને ચા પીને એપોલો જતા. એ વખતે ઘણી વખત સાથે હું પણ દુકાને જતો. ઇ. સ. ૧૯૧૫ માં રોજના કાર્યક્રમ પ્રમાણે સાંજના અમે દુકાનનાં પગથીઆ ચઢતા હતા અને એક કાળો કોટ પહેરેલા દક્ષિણી શિરસ્ત્રાણથી વિભૂષિત ગૃહસ્થને દુકાનપરથી

ઉતરતા અમે જોયા. મેં ભાનુમતિ બ્હેનના મામા ભાઈ નારણદાસને પુછ્યું કે, "એ કોણ ?" ત્યાં તો શેઠ પ્રાણજીવનદાસે કહ્યું કે, "મૂળજીભાઈ, એ ગૃહસ્થને જોયાને ? આપણી ભાનુનું વેવિશાળ એની સાથે નક્કી કર્યું." સૌ. ભાનુમતિ બ્હેનના ભવિષ્યના ભાગ્ય વિધાતા શેઠ રણછોડદાસ માધવદાસને એ પ્રમાણે મેં પ્રથમ જ દુકાને જોયા. મારી બાલ્યોચિત ચપળતાથી મેં પ્રાણજીવનદાસ શેઠને કહ્યું કે, "એ ગ્રહસ્થ તો કોઈ દક્ષિણી જેવા મને લાગ્યા." પ્રાણજીવનદાસે કહ્યું કે, "એમનો પરિચય ઘણો ખરો દક્ષિણી ગ્રહસ્થો સાથે છે એટલે પહેરવેશ એવો જ રાખે છે." ત્યાર પછી શેઠ પ્રાણજીવનદાસે એમનો ટુંક પરિચય અમને આપ્યો જે સાંભળી સૌ. બ્હેન ભાનુમતિના ભાગ્યાકાશની અનેક રેખાઓનું ચિંતવન કરતો હું મૂળજીભાઇ સાથે એપોલો ગયો. એપોલોથી પાછા ફરતા પૂ. માતુશ્રી તથા જગુભાઇને વધામણી આપવા તથા સૌ. બ્હેનને હાર્દિક અભિનંદન આપવા દ્વારકાદાસ બિલ્ડીંગ આગળ(હમણાં જ્યાં તારાપોર બુકસેલર્સનું કિતાબમહાલ છે)હું ઉતરી ગયો. જોયું તો સૌ. બ્હેન હારમોનિયમપર બેસી એકગત વગાડતાં હતાં. હું કાંઈ ઉચ્ચાર કરવા જાઉ તે પહેલાં જ એમનાં મીઠા સુહાસ્યે મારું અભિનંદન ઝીલી લીધું. માતુશ્રીને આનંદ પ્રદર્શિત કર્યો. જગુભાઇએ કહ્યું, "હવે બ્હેન તો બહુ મોટાં માણસ થશે. આપણી તો ઓળખાણ જ નહિ રાખે." બ્હેને કૃત્રિમ ગુસ્સાથી કહ્યું, "તમારે બધાંએ મને એવા મ્હેણાં દેવાં હોય તો મારે પરણવું જ નથી. કેમ જાણે શ્રીમન્તોને પરણતાં હશે તે જ મોટાં માણસ થઈ જતાં હશે ?" મુંબઇની કપોળ જ્ઞાતિમાં તે વખતે ઇચ્છા અનિચ્છા, લગ્ન, સંમતિ લગ્ન, સ્નેહ લગ્ન, ઈ. ઈ. ઘણા પ્રશ્નો ચર્ચાતા પણ પ્રાચિન નિયમોને માન આપનાર બ્હેન ભાનુમતિએ વડીલોની ઇચ્છાને પોતાની ઇચ્છા ગણી વડીલોને ચરણે જ પોતાનો ભાવિ સંસાર સમર્પ્યો. આ જાતનો આત્મત્યાગ અભિજાત કુમારિકાઓને સહજ સિદ્ધ છે. પણ

એ ત્યાગમાં કેટલું આત્મબલિદાન છે, એ બલિદાન દેનારાં હૃદયો સમજી શકે છે કે પરમાત્મા સમજી શકે છે. ત્યાર પછી બ્હેન બાલીશ ભાવો ત્યજી, જયા બનવાના કાલ્પનિક તરંગો છોડી, કવિતાનાવિલાસ ત્યજી, આદર્શ ગૃહિણી બનવાની દિશા તરફ વળ્યાં.

ગયા જન્મમાં કોઈ તપસ્વિની હોય એ પ્રમાણે પરમ આનંદના પ્રસંગોમાં પણ ઉપરનાં હાસ્ય અને અંતરમાં અપરિમતિ નિર્વેદ એ એનાં ચિર સહવાસી હતાં. સંસારનું કડવું પરિણામ એની આંખ આગળ હંમેશ તરતું. ઓજસ્વિનિ આંખો અને તેજસ્વિ મુખમુદ્રામાં ચીર કરુણા અને નિર્વેદ હંમેશ વસતો, અને એથી જ એને પ્રથમ જોનાર એનું મૂલ્ય બહુ ઉચું આંકતો. અનેકની એ બ્હેન હતાં, અનેકની આશ્રયદાતા હતાં, અનેકનાં દુઃખો સાંભળતાં, અને અનેકને યથાશક્તિ આશ્વાસનો આપતાં. ઉમ્મરનું પ્રમાણ વધતાં એ ગુણો એનામાં અનેકધા ખીલી નીકળ્યા હતા જે એના સહવાસમાં આવનાર પ્રત્યેક સંસારીઓ સારી પેઠે જાણે છે.

લગ્ન સમારંભ વાલકેશ્વર થવાનો હતો. જગુભાઈ તેમનાં પત્ની ગુલાબ ભાભી વિગેરે આપ્ત વર્ગ સવારનાં ત્યાં ગયો હતો. બપોરનાં સૌ. બ્હેન ભાનુમતિ અને માતુશ્રી એકલાં હતાં. હું મળવા ગયો. પૂજ્ય માતુશ્રીને આંખની કીકી જેવી ભાનુ આવતી કાલથી પરઘર વાસિની થશે એ ભવિષ્યના વિયોગના ભણકારા પ્રતિપળે સતાવતા. આખરે શરમનો પડદો છોડી બ્હેન માતુશ્રીને ભેટી પુષ્કળ રડ્યાં. માતાપુત્રીનાં એ વાત્સલ્ય રુદનમાં અકથ્ય આનંદ, અકથ્ય કરુણા, અને અકથ્ય ગહનતા હતી. પ્રત્યેક સંસારીઓને આ અનુભવ જીવનમાં વહેલો કે મોડો થાય છે જ. માતાપુત્રીએ ત્યાર પછી અનેક વાતો કરી હૃદયનો ભાર હલકો કર્યો. રડતી મુખમુદ્રાએ માતુશ્રીએ ઉત્તમ ગૃહિણી થવાના આદેશ આપ્યા.

સંસ્કારી પુત્રીએ નિમ્નમુખે કરુણ ચ્હેરે ઝીલ્યા, જે એણે એના ગૃહજીવનમાં ડગલે ને પગલે પાળ્યા હતાં. પછી અમે સાંજના વાલકેશ્વર ગયા. ઉભયપક્ષે શ્રીમંતાઈ હતી એટલે મંડપ રચના, વિદ્યુત્ દીપકોની અતિશયતા, અતિથિઓ, જ્ઞાતિજનો અને કુલિન સન્નારીઓનો સમારંભ, નિલમ, પ્રવાલ, હિરક, મુકતા અને સ્વર્ણ ચીરોમાંથી ઝીલાઈ પાછાં પરાવર્તન પામતાં. વિદ્યુત્ કિરણોની આભા અને સાથે મન્દ ગતિથી તાલ આપતા, યુગ યુગ ધ્યાનવિલીન સાગર રાજનું ઘેરુ ગર્જન કોઈ અનેરી ગહનતા પુરતું. અમે અતિથિ મંડળ સહ તડાકા મારતા, કોઈ શાકુન્તલના પ્રસંગો સંભારતા તો કોઈ ગીત ગોવિંદ ગાતું. વરપક્ષે શેઠ રણછોડદાસ તૃતીય વખત પરણતા હતા એટલે એમનો ઉલ્લાસ તો એ જાણે, કારણ કે એના સાગર ગંભીર હૃદયનું માપ કાઢવું એ સામાન્ય માણસને માટે અતીવ દુષ્કર છે, પણ કન્યાના ઉલ્લાસની તો આવે વખતે પરમાવધિ જ હોય. લગ્ન સમારંભ પુરો થયો. સાજન સત્કાર ગ્રહણ કરી આપ્તજનો સીવાય વિખરાવા માંડ્યું. વળાવાનું મુહૂર્ત તરતનું જ હતું એટલે સૌ. બ્હેનને મોટરમાં બેસાડ્યાં. વરપક્ષનું સ્ત્રીમંડળ સૌ. બ્હેનને "ભાનુમતિ વહુ" એ વિશેષણથી ગીતથી વધાવવા માંડ્યું. ગીતના વાતચીતના કોલાહલમાંથી મેં બ્હેનની આનંદ અશ્રુ સારતી આંખો, કંપતા ઓઠ, કરુણ મુખમુદ્રા અને સહજ રડવાનો અવાજ સાંભળ્યો. મોટર કર્કશ અવાજ કરતી વિદાય થઈ. એ રીતે અમારા નંદન ઉપવનની સારિકા માનવ ઉપવનવાસિની થઈ.

લગ્ન પછીનો ઘણો વખત મને બ્હેનનાં દર્શન થયાં નહોતાં કારણ કે હું નડિઆદ ગયો હતો. ચાર પાંચ મહિના પછી બ્હેનને ત્યાં ગયો. ધીર ગંભીર ગૃહિણી બની ગએલાં જોયાં. અતિથિ સત્કાર, ગૃહગૌરવ, અને શેઠ રણછોડદાસને ત્યાં આવતા વિધ વિધ પ્રકૃતિના નાગરિકોનાં અનેક વિધ આતિથ્યમાં બ્હેનને દિવસ નિર્ગમન કરતાં જોયા. એકાકી-

ઉડ્ડયનની અભિલાષીણી બ્હેન માનવ સમાજમાં પરમાનંદે વિહરણ કરતી જોઇ. હૃદયે તૃપ્તિ અને શાંતિ અનુભવી.

ત્યાર પછી સૌ. બ્હેન સીમલા, ન્યુરેલીઆ, સીલોનના પ્રવાસે ગએલાં હોવાથી ઘણો વખત દર્શન થયા નહોતા. કોઇ કોઇ વાર પત્રો આવતાં તેમાં લખતાં, "સીમલાની હિમાચ્છાદિત રેડોડેનડ્રોન વાળી ધવલ ટેકરીઓ જોતાં, કેન્ડ્યુરેલીઆના બગીચાનાં હરિત્ તૃણાચ્છાદિત ચાનાં ક્ષેત્રો જોતાં તમારાં બધાંના સ્મરણ બહુ થાય છે." અમે પણ તેવી જ ભાવનાના પ્રત્યુત્તરો વાળતા, અને સૌ. બ્હેનના જીવનની વસંત શ્રી જોઈ અમો પણ અમને વસંતમાં જ વિહરતા અનુભવતાં.

૧૯૧૬ માં જગુભાઇનો નાનો બાબો સીક હોવાથી અમારે દેવલાલી રહેવાનું થયું. દેવલાલીમાં જગુભાઇ, સૌ. ગુલાબભાભી, સૌ. ભાનુમતિ બ્હેન અને હું અમે ચાર એકાદ મહિનો સાથે રહ્યા. શ્રીમંત કુટુંબ, જમવા, હરવા ફરવા અને સાહિત્ય વિનોદ સીવાય બીજી ચીંતા તો હોય જ નહી. એક દિવસ સવારના સ્નાન કરી બગિચાના તુલસી કયારા આગળ બ્હેન પ્રદક્ષિણા ફરતાં હતાં, અને હું સ્નાન કરી સૂર્ય મંત્રોથી ભગવાન સવિતાનારાયણને સત્કારતો; મંત્રો સાંભળી સૌ. બ્હેને પુછ્યું, "એ શાના મંત્રો બોલો છો ?" મેં કહ્યું કે, "એ સૂર્યમંત્રો છે. કામ્યક વનમાં પાંડવો સાથે દ્રૌપદીજી વસતાં. મહર્ષિ દુર્વાસા હજાર શિષ્યો સાથે અતિથિ થયા, અને જમાડવાની ચિન્તા પ્રાપ્ત થતાં ભગવાન્ શ્રીકૃષ્ણનું સ્મરણ કરતાં પ્રતિજ્ઞાબદ્ધ શ્રીહરિ દ્રૌપદીજીનું કષ્ટ ટાળી ગયા અને ભવિષ્યમાં એ ઉપાધિ પ્રાપ્ત ન થાય માટે અક્ષય પાત્ર આપી ગયા જે અક્ષય પાત્ર પર એ મંત્રો કોરેલા હતા જેનો દ્રૌપદીજી હમેંશાં પાઠ કરતાં, જે મેં મહાભારતના વનપર્વમાંથી અધ્યયન કરી લીધું છે." સૌ. બ્હેન કહે,

"મ્હારે આજે જ મંત્રો શીખવા છે અને આવતી કાલથી પાઠ કરવો છે. હું ઘણા દિવસથી સૂર્ય મંત્રો શીખવાનું ચિંત્વન કરતી હતી." મેં તરત જ સુર્યોયેમા એ મંત્રો લખી આપ્યા. મારા આશ્ચર્યની સાથે મેં જાણ્યું કે બીજે દિવસે એ બધા મંત્રો સૌ. બ્હેને કંઠસ્થ કર્યા હતા. એમનો સ્વભાવ ઘણો જ નવીનતા પ્રેમી હતો. "क्षणे क्षणे यन्नवतामुपैति, तदेव रूपं रमणीयतायाः" રમણીયતાની એ વ્યાખ્યા એના સ્વભાવને સચોટ લાગુ પડતી. સાંઝે મને કહે કે, "કૈં નવીન વાત કહો." એના સ્વભાવને અનુકૂળ આવે એવો વિષય મેં સ્વ. મણિલાલ દ્વિવેદીના 'ગુલાબસિંહ'માંથી ખોળી કાઢ્યો. મણિલાલે 'ઝેનોની'નું જ ભાષાંતર શા માટે કરવાનું પસંદ કર્યું? દ્વાસુપર્ણાસયુજાસખાયા એ શ્રુતિને મત્સ્યેન્દ્રને ગુલાબસિંહ સાથે કેવો સબન્ધ છે તે સમજાવ્યું. રમાની ઉત્કૃષ્ટકળા, પાર્થિવ સૃષ્ટિમાં સફળતા કેમ પામતી, હિમાલય નિવાસી મહાત્માએ કળાને પાર્થિવ રંગભૂમિ પર કેમ સજીવન કરી, સૌંદર્ય પ્રેમી આત્માએ સૌંદર્યનો સહકાર સાધતાં યુગયુગના યોગ જીવનની કેમ આહુતિ આપી એ વિષય એને એટલો બધો પસંદ પડ્યો કે સવારના જગુભાઇને કહે કે, "આજે ને આજે મુંબઇથી ગુલાબસિંહ મંગાવો, મારે એનો અભ્યાસ કરી જવો છે. વડિલ બંધુ હોવા છતાં પરમ પ્રેમથી જગુભાઈ એની પ્રત્યેક માંગણીને ઝીલતા અને બને તેટલી વહેલી અમલમાં મુકતા. બીજે દિવસે 'ગુલાબસિંહ' આવી ગયો. દેવલાલીમાં અમારો સમય ઘણો ખરો નિર્દોષ હાસ્ય વિનોદ, માઇલોના માઇલો ફરવામાં, નાના બાબાને સાથે બાબા ગાડીમાં લઇ સ્ટેશને જવામાં જતો. સાંઝના કોઇ કોઇ વાર યુદ્ધમાં ઘાયલ થયેલા નિવૃત્તિ નિવાસ અર્થે રહેતા સોલ્જરો બગિયામાં ખીલેલા ગુલાબોની પોતાની સારવાર કરતી નર્સોના માટે માગણી કરવા આવતા. એ દ્રશ્ય બ્હેનને ઘણું ગમતું અને પોતાને જ હાથે તોડીને તેઓ આપતાં. કોઇક દિવસ નાસિક જતાં.

પંચવટી, ગોદાવરી, પાંડવ ગુફા વિ. સ્થળોએ જઇ આવતા. બ્હેન છુટે હાથે બ્રાહ્મણોને વ્હેંચતા. અમે થાકી જતાં, પણ સૌ. બ્હેન નવીન ઉત્સાહથી નવીન કલ્પના પૂર્ણ વાતો પુછતાં અને કહેતાં. અમારા એ અપાર્થિવ આનંદમાં અમને દિવસોનું પણ ભાન નહોતું. એક દિવસ શેઠ રણછોડદાસ, જગુભાઇના આમંત્રણને માન આપી ત્યાં આવ્યા ત્યારે મેં પુછ્યું, "શેઠ શિવરાત્રી કયારે છે?" શેઠ કહે, "શિવરાત્રી ગયાને આજે બે દિવસ થયા." અમે ઐહિક પરિસ્થિતિ એટલે દરજ્જે વિસ્મર્યા હતા.

૧૯૧૭ માં જગુભાઇ દ્વારકાદાસ બિલ્ડીંગ છોડી ચોપાટી નં. ૧૩ બંગલામાં રહેવા આવ્યા. ત્યારપછી સૌ. બ્હેનની તબિયત જરા નરમ હતી. "સૂર્ય કુમારી" જોયો ન હતો. તે અરસામાં મ્હારો એ પ્રયોગ તાજોજ બહાર પડયો હતો. મારા સત્યાગ્રહને માન આપી જોવા આવ્યાં. મને કહે કે, "તમે મારું નામ ચોર્યું એટલે તમારો નાટક આટલો વખણાયો. સૂર્યકુમારી એટલે ભાનુ." એમ નિર્દોષ વાતચીતમાં પણ પોતાનો હાથ ઉપર રાખતાં.

વિશ્વનિયંતાની ઘટના એટલી અટપટી છે કે બધા દિવસો એકસરખા જતા નથી. ઘણા આનંદ પછી અમારે માટે શોકનો એક પ્રસંગ ઉપસ્થિત થયો. જગુભાઇનો કનિષ્ઠ બંધુભાઇ મંગળ તે વખતે જીવલેણ માંદગીને બિછાને પડ્યો. બે વર્ષ પરજ એક ભાઇ રણછોડ બાલ્યવયમાં સ્વર્ગવાસ થયેલો હોવાથી ભયવાળાને ભયજ દેખાય. એ ન્યાયે મંગળ માટે કુતર્કો થવા માંડ્યા. ભાઇ મંગળ એટલે સૌ. બ્હેનની આંખની કીકી. ડો. રાવ તથા વૈદ્ય જાદવજીએ ચિકિત્સામાં આંતરડાંનો ક્ષય છે એમ જણાવ્યું. માતુશ્રીનું ધૈર્ય અપૂર્વ હતું. એટલે એ આંતરવેદના કદી બહાર કળાવા દેતા નહિ પણ સૌ. બ્હેનના શરીરના પરમાણુએ પરમાણુ લાગણીના

તત્ત્વોથી જ ઘડાયાં હતા. મંગળની પથારી પાસે રાત દિવસ બેસી ઔષધ પોતાને હાથે પાતાં. મને ડોકટરી લાઇનનો થોડો અનુભવ હતો તેમજ મારા જ જેવા કુટુંમ્બના એક નિકટના સંબંધી જુનાગઢના બ્રહ્મક્ષત્રી ભાઇ અજીતરાય નવનિધરાય મુન્શી, ભાઇ જગુભાઈ અને માશીબા અમે ચારે રાતદિવસ સુશ્રુષામાં રોકાયલા રહેતા. સૌ. બ્હેન રાતના પોતાને ત્યાં જતાં આખો દિવસ ભાઇની સારવારમાં રોકાતા, મહિનાઓ પસાર થયા મંદવાડ વધતો ચાલ્યો. ભાઇને, માતુશ્રીને અમંગળની શંકા ન આવે માટે બ્હેન એકાંતમાં પુષ્કળ અશ્રુ સારતાં પ્રભુ પ્રાર્થના કરતાં, માનતાઓ રાખતાં, મૃત્યુંજયના જાપ કરાવતાં અને અનેક વિધ ઉપચારો સૂચવતાં પણ આયુષ્યનો ઉપાય નથી. આખરે કાળના પડદા પડયા, કુસુમ જેવો બાળક, કાળનો અતિથિ થયો. શોકમાં બ્હેને અનેક દિવસ મૌન સેવ્યું. તેની તબીયતને પણ આઘાત લાગ્યો.

એક બલિદાનથી કાળ ન ધરાયો હોય તેમ ૧૯૧૮ માં સૌ. ગુલાબ ભાભીને જીર્ણજ્વર શરૂ થયો. સ્વભાવ પ્રમાણે બ્હેન એની પણ ચિંતા કરવા લાગ્યાં. આખા કુટુંબમાં કોઇનું માથું દુઃખે કે તુરતજ બધો ભાર પોતાને માથે લઈ લે. એને સમજાવવાની કોઇની હિમ્મત ચાલે નહિ કારણ કે સત્ય આગળ અસત્ય સાંસારિક ઉપદેશો શી રીતે ટકે? આખરે પોતાનાં ભાભીને નવજીવન આપવામાં આરોગ્ય સુધારવા દેવલાલીના પોતાનાજ બંગલામાં લઈ જવાનું નક્કી કર્યું. બધી ગોઠવણ પોતેજ ઉપર રહી કરાવી. શેઠ રણછોડદાસને એના પ્રત્યે એવી તો અદ્ભુત લાગણી હતી કે એની એકપણ ઇચ્છાની આડે એ આવતા નહિ અને સૌ. બ્હેન એને પોતાનો પોતાના ગૃહ જીવનમાં અપૂર્વ વિજય માનતાં.

અમે દેવલાલી ગયા. પોતે અમુક દીવસ પછી આવ્યાં સૌ. ગુલાબ ભાભીને ક્ષય હોવાથી અમે બધા બ્હેનની નબળી તબીયતને અંગે તેને

તેની પરિચર્યા કરવા ના પાડતા; પણ એ કહે કે, "પોતાના માણસોથી ચેપ લાગવાની ધાસ્તી રાખીશું તો દુનિઆમાં કોણ કોનું સગું થશે?" સગી બ્હેનની માફક ભાભીને ખોળામાં લઇ દવા પાતાં, પોતાના હાથે ખોરાક તૈયાર કરી આપતાં. પોતાની વારંવાર આવતી માંદગીને લીધે એ પણ અર્ધા ડૉક્ટર બન્યાં હતાં. ભાભીને આનંદ આપવા સોસાયટી વધારવા સગા સ્નેહીને કાગળો લખી ભાવભીના આમંત્રણો મોકલતાં. પાછું પોતાનું ઘર સાંભરતા મુંબઇ જઇ આવતાં, શેઠની રજા લઈ પાછા દેવલાલી આવતાં. ભાભીનો મંદવાડ ચાલ્યો ત્યાં સુધી એ ઘટમાળમાં એણે ભ્રમણ કર્યા કર્યું. આખરે ભાભીને અસાધ્ય વ્યાધિ જણાતાં પાછાં મુંબઇ લાવ્યા.

એ અરસામાં બંગીય પૂજ્યપાદ મહાત્મા શ્રી ઠાકુર હુરનાથની મુંબઇમાં પધરામણી થઇ. સૌ. ગુલાબભાભીને ઠાકુર હુરનાથ પ્રત્યે પરમ ઇશ્વરી ભાવ હતો. શ્રી ગુરુચરણે અમારી એ ગૃહમંડળી કોઇ અનિવર્ચનીય આનંદ પામતી. ઠાકુર હરનાથ એટલે મૂર્તિમાન્ પ્રેમભક્તિનો અવતાર. રાધાકૃષ્ણનું પુનિત નામ જેના મુખમાંથી એક ક્ષણ સુકાતું નહિ. વિશ્વનાં ઓજસ એના લલાટમાં ચમકતાં. બંગાળી પહેરણ સાદી, સ્લીપર, અને બારીક ધોતીયું. એટલાં વસ્ત્રોથી વિભૂષિત એ વિભુતીની છાંયમાં અમે આ લોકજન્ય આધિ વીસરી જતાં. સૌ. બ્હેન પરમ ભક્તિભાવે એની સામે નેત્રો ઢાળી અવિરામ બેસી રેહેતાં. બ્હેન ભાનુમતીને ઠાકુર હુરનાથ મૂર્તિમાન્ કરુણરસની કવિતા કેહેતા. ઠાકુર હુરનાથની જેટલા દિવસ મુંબઈમાં પધરામણી રહેતી તેટલો વખત મલબાર હીલનો "કૃષ્ણકુંજ" અને ચોપાટીપરનું મકાન હિન્દુ, મુસલમાન, પારસી, યુરોપીઅન, વી. માનવ સમાજથી ભરપુર રહેતું. એ કાળ અમારે બધાને માટે સ્વર્ગીય ઉત્સવોથી ભરપુર હતો.

આખરે પ્રતિવર્ષે મહાકાળે કુટુંબમાંથી એક એક મનુષ્યનું બળીદાન લેવાની પ્રતિજ્ઞા લીધી હોય તે પ્રમાણે સૌ. ગુલાબ ભાભી પણ અનંત ધામ વાસી થયાં. એક કુસુમ અર્ધ ખીલ્યું શાશ્વત સુવાસ મુકી નિયંતાને ચર્ણે ગયું. ભાઇશ્રી જગુભાઇને, માતુશ્રીને, તેમજ સૌ. બ્હેનને એ આઘાત અસહ્ય હતો. નાનો મદન તે વખતે સાવ અજ્ઞાન દશામાં હતો.

૧૯૨૦ માં ભાઇને ભાભીના શોકથી ગમગીન રહેતાં જોઇ સૌ. બ્હેને ફરી લગ્ન કરવાની દરખાસ્ત મુકી. મેં કહ્યું, "હમણા એ શોકમાં છે ને આ વાત આપણે કાઢીશું તો બળતામાં ઘી હોમવા જેવું થશે." એટલે બ્હેનનો વાક્ પ્રહાર પાછો મારાપર ચાલુ થયો. "તમને લેખકોને તો માત્ર પુસ્તકોનું જ જ્ઞાન હોય. ચોપડીઓના પાના ફેરવી જાણો. વ્યવહારના તો બીલકુલ શુન્ય જ." એ જે બોલે તે જ્યાં સુધી એની વાગ્ધારા બંધ ન થાય ત્યાં સુધી આજ્ઞાંકિત શિષ્ય પ્રમાણે સાંભળી રહેવાની મેં ટેવ પાડેલી હોવાથી બ્હેનનો ઉપદેશ સંપૂર્ણ થયા પછી મેં પૂછ્યું, "કેમ કહેવાઇ ગયું કે હજી બાકી છે?" મને કહે, "ભાઈ, ભાઇને એકાંતમાં અશ્રુપાત કરવા દેવાથી શું ભાભી પાછાં આવવાનાં છે? વ્યવહારની પ્રથા જ એવી છે કે મરણ વખતે શોક અને લગ્ન વખતે હર્ષ. બધી વસ્તુઓ ઉમ્મરે જ શોભે." વયમાં ઘણાં નાના છતાં ઉપદેશ દેવામાં સંપૂર્ણ ડોશી શાસ્ત્રના હીમાયતી બ્હેનની આ ઉક્તિ આગળ મારૂં પુસ્તકનું જ્ઞાન સરીજાતું મને લાગ્યું. માતુશ્રી પણ સૌ. બ્હેનની ઇચ્છાને અનુકૂળ હતાં. કોઇ સુપાત્ર છોકરીની ખોળ કરાવતાં શેઠ કેશવદાસ ગોકળદાસના વડીલ પુત્રી ચિ૦ માણેક બ્હેન ભાનુમતી બ્હેને ખોળી કાઢ્યાં. પોતાને ત્યાં 'ભાનુ મેન્શન'માં મળવા બોલાવ્યાં. ચિ. માણેક બ્હેનનો સ્વભાવ એને ઘણો ગમ્યો અને ઉભય કુટુંબોની તથા વરવધુની સમ્મતિથી

બીજવારનું વેવીશાળ નક્કી કર્યું, અને પંદર દિવસ પછી જગુભાઇનો બીજવારનો લગ્નોત્સવ ઉજવાયો.

ઉપરા ઉપરી આઘાતોથી બ્હેનનું શરીર પણ લેવાવા માંડ્યું. થોડા દિવસ પછી એને રીમીટન્ટ ફીવર આવવા માંડ્યો. લગભગ અડતાળીસ દિવસ રહ્યો. ખાવા પીવાની મનાઇ હોવાથી તેમ જ રાત્રિના ઉંઘ આવતી ન હોવાથી હું, જગુભાઇ, અને માતુશ્રી એના બીછાના આગળ બેસી રહેતાં. એની આંખમાં કૃતજ્ઞતાનાં આસું આવી જતાં અને લાગણીના ભારે દબાતા હઇએ એ વારંવાર કહેતાં કે, "હું તમારે બધાને શું કામ આવવાની છું કે મારે માટે આટલો જીવ તોડો છો ? મેં જન્મીને તમને કોઇને કાંઇ સુખ આપ્યું નહિ." એ પુષ્કળ પાન ખાતાં, ચા-કૉફી પણ ઘણી પીતાં, પણ આ મંદવાડમાં એણે બધી વસ્તુઓને તિલાંજલિ આપી અને સંપૂર્ણ સંયમી જીવન શરુ કર્યું.

ત્યાર પછીના બે ત્રણ વર્ષ એનાં જીવનમાં શાન્તિના હતાં, અને એ શાન્તિ પહેલી તેમ જ છેલ્લી હતી. ૧૯૨૨ માં તેમના ઓરમાન પુત્ર ભાઈ જગમોહનદાસનાં લગ્ન થયાં. ત્યાર પછી તો એણે ખરેખર પ્રૌઢાવસ્થા જ ધારણ કરી લીધી. નવવધૂ કેમ શણગારવી, પોતાના પુત્રનો સંસાર કેમ સુખી કરવો, અને સંસાર વ્યવહારથી અનભિજ્ઞાન નવીન બાળાને આદર્શ ગૃહિણી કેમ બનાવવી એની એણે પુષ્કળ કાળજી લેવા માંડી. સંસ્કારી સાસુના માતૃવત્ સંસ્કાર ઝીલવાને પુત્રવધૂ બ્હેન લીલાવતી પણ તેટલી જ ઉમંગી હતી એટલે ગૃહસ્થાશ્રમનો એ વિરલ લ્હાવો ઉભયને આનંદિત કરવા લાગ્યો, અને ઉભય, માતા પુત્રી જેવાં રહેવાં લાગ્યાં; પણ એ સ્થિતી વિધાતાને ન ગમી. પરણ્યા પછી બે વર્ષે તેમના ચિ. જગમોહનદાસને ક્ષયની જીવલેણ બીમારી લાગુ પડી અને એજ બીમારી પ્રથમ

ભાઇ જગમોહનદાસને, પરિણામે બ્હેન ભાનુમતીને પ્રાણહારક નીવડી. ડૉકટર રેળેની ચિકિત્સા પછી જગમોહનદાસને તેમના લોનાવલાના બંગલામાં ખસેડવામાં આવ્યા, અને સૌ. બ્હેન ભાનુમતીએ પણ તેમના 'ભાનુ મેન્શન'વાળા ઓરડામાં જ પોતાની નિયમીત પથારી રાખી. પાંચ છ મહિના પછી કીટ ભ્રમર ન્યાયે રાત દીવસ પુત્રની બીમારીની ચિન્તામાં બ્હેન ભાનુમતીએ પણ એ જ બીમારી ઉછીની લીધી. શેઠ રણછોડદાસને માથે ઉભયની સારવારની ચિંતા આવી, પણ વિરકત ચિત્ત શ્રીમંતે સ્વસ્થ ચિત્તે બન્નેની જે સારવાર કરી છે, તે અનેક શ્રીમંત સંસારીઓને, ધડો લેવા જેવી હતી. સૌ. બ્હેન ભાનુમતીને મુંબઇ તેમના 'ભાનુમેન્શન'માં રાખ્યા, અને જગમોહનદાસને લોનાવલામાં રહેવા દીધા. શેઠ રણછોડદાસ એક દીવસ પુત્રની, એક દીવસ પત્નિની સારવારની ઘટમાળમાં પડ્યા. એ ક્રમ લગભગ આઠ મહીના ચાલ્યો. ત્યારપછી જગમોહનદાસની બીમારી વધી જતાં તેમને મુંબઇ લાવવામાં આવ્યા. પોતાની બીમારીની દરકાર નહિ કરતાં સૌ. બ્હેન ભાનુમતીએ તેમના પુત્રની ચિન્તામાં રાતદીવસની શાંતિ ખોઇ. આખરે કાળની ભીષણ પળો આવી પહોંચી. લક્ષાધિપતિનો એકનો એક પુત્ર ખીલતા તારુણ્યમાં બાળ વિધવા અને એક કુમળું બાળક મુકી પરમ શાંતિથી અનંત ધામે સીધાવ્યો. અનંત વૈભવ છોડી જતાં એ શ્રીમંત યુવકની મૃત્યુની અંતિમ પળો કોઇ વિરક્ત વયોવૃદ્ધથી પણ વધુ શાંત હતી. શેઠ રણછોડદાસ એટલે એક પ્રેકટીકલ ફીલોસોફર. અંતરમાં અગાધ વેદના હોવા છતાં એની આત્મિક શાંતિ આ ક્ષણે પણ એ જ હતી. મરણની આગલી રાતે મારી સાથેના વાર્તાલાપમાં ભાઈ જગમોહનદાસે મને કહેલું કે, "મારી માયાળુ માતા, મારા વત્સલ પિતા, અને મારી આજ્ઞાંકીત પત્નિને છોડી હું કાલે રામશરણ થઇશ એને હું મારૂં ઓછું સદ્દભાગ્ય માનતો નથી." એ શબ્દોમાં જ એની નિર્વાસનિકતા તરી આવતી હતી.

સૌ. બ્હેન ભાનુમતિને એ આઘાત પ્રથમના બધા આઘાતોથી વધુ ભયંકર થયો. તે જ રાત્રે તેની તબીયત એકદમ બગડી આવી. ડૉકટર વૈદ્ય પાસે જન્તુચિકિત્સા કરાવી. જગમોહનદાસની ઉત્તર ક્રિયા પછી સૌ. બ્હેનને પંચગનિ લઈ જવાનું નક્કી કરવામાં આવ્યું. લોકલજ્જા, શોક પાળવાની હિંદુ સંસારની સનાતન પ્રથા, અને જીવનનું સત્ત્વ ચાલી ગયા પછી જીવનમાં જીવવા જેવું શું રહે છે? એવા અનેક બ્હાના બતાવી સૌ. બ્હેને પ્રથમ પંચગનિ જવાની આનાકાની કરી, પણ આપ્તજનોના અત્યંત આગ્રહને વશ થઈ પાછળથી એણે પંચગનિ જવાનું કબુલ્યું. સૌ. બ્હેનના વડીલ બંધુ, ભાઈ જગમોહનદાસ અને શેઠ રણછોડદાસ પંચગનિ જઈ બંગલા માટે નક્કી કરી આવ્યા અને પાછળથી ભાઈ જગમોહનદાસ તથા હું ત્યાં જઈ વ્યવસ્થા કરી આવ્યા.

પંચગનિ એ પશ્ચિમ ઘાટમાં બ્રહ્મારણ્યને કાંઠે સહ્યાદ્રિનું એક શૃંગ છે. પુનાથી ૬૫ માઇલ માહાબળેશ્વર પુના રોડની વચમાં એ આવેલું છે. યુકે લીપ્ટસ અને સીલ્વર ઓકની ઘન આચ્છાદિત ગગન ચુંબિત વૃક્ષરાજીઓથી જોનારના મનને એ દુરથી હરી લે છે. નીચે પુણ્યસલીલા કૃષ્ણાનો પ્રવાહ રૂગ્ણ પ્રવાસીઓને પુણ્યના મર્મ સમજાવે છે, છતાં ક્ષયરોગના રોગીઓના ઉષ્ણ નિશ્વાસોથી જેમ બળી ગઈ હોય તેમ ત્યાંની ટેકરીપર વનરાજી ઘણી જ ઓછી છે. મુંબઇના શ્રીમંતોમાં પંચગનિના હવા પાણીના ઘણા વખાણ થાય છે પણ મને યાદ નથી કે એક પણ રોગીનાં અસ્થિ પંચગનિથી પાછાં આવ્યાં હોય. અસ્તુ.

લાભ પંચમીને દીવસે ૧૯૨૫ માં સૌ. બ્હેનને ત્યાં લઇ જવામાં આવ્યાં જીંદગીના અંતિમતપ અર્થે, એકાંત તત્ત્વચિંતન અર્થે, પણ પંચગનિએ ૧૯૨૫થી ૧૯૨૮ના એના અંતિમ કાળપર્યંત એનું નિવાસસ્થાન બન્યું. પ્રથમ નિવાસ-

સ્થાન 'રૂખીવાલા' (હાલનો શ્રી મુન્શીનો 'ગિરિ નિવાસ') બન્યો. પંચગનિની શરૂઆત દરેકને માટે આશાજનક હોય છે તેમ એને માટે પણ બની. હું અને જગમોહનદાસ લગભગ અઠવાડીયું ત્યાં રહી મુંબઇ પાછા આવ્યા. વચમાં વચમાં એના પત્રો આવતા જેમાં, એના સ્વભાવ પ્રમાણે એની પોતાની ચિંતા કરતાં મુંબઇના સગાં સ્નેહીઓ અને આપ્તજનોની ચિંતાનું પ્રાધાન્ય વધુ હતું. એના માયાળુ સ્વભાવથી, લાગણી પ્રાધાન્ય અંતઃકરણથી, અને શુદ્ધ સાત્વિક ઉપકારિક ભાવથી ટુંક સમયમાં એ આખા પંચગનિના કુટુંબી જેવાં બન્યા, અને એના ત્યાંના નિવાસ પર્યંત પંચગનિમાં એનું સ્થાન અનેકના આશ્વાસન સ્વરૂપ, અનેકને હૃદયનો ભાર હલકો કરવા સ્વરૂપ, અનેકને અનેક દુઃખોના નિવૃત્તિ સાધન સ્વરૂપ બન્યું. રોગીઓની, દેશસેવકોની, તત્ત્વચિંતકોની, પંચગનિના છાત્રાલયોના શિક્ષકો, વિદ્યાર્થીઓની માતા અને ભગિની બની એ તત્ત્વ એને નિસર્ગદત્ત હતું. વર્ષમાં એના અત્યાગ્રહને વશ થઈ હું અને એમના પિતૃ ગ્રહના આપ્તજનો ઘણી વખત એને મળી આવતા. એની પાસે જવું એ આનંદની પરિસીમા હતી, આ શબ્દો લખતાં પણ એ વાત ચોધાર રડાવે છે.

ઉપરથી શાંત દેખાતાં બ્હેન ભાનુમતિના અંતરમાં કેટલી અકથ્ય વ્યાધિઓ ઉભરાતી તેનો એક હૃદયસ્પર્શી દાખલો ટાંકુ છું. હોમીવીલામાં નોકર ચાકરો મળી પંદર વીસ માણસો હતાં અને શેઠ રણછોડદાસની હાજરી હોય ત્યારે એની એકલાજની પરસનેલીટી પંચોતર માણસની. પણ હું જે સમયની વાત લખું છું, તે સમયે મારા શીવાય આખો નિવાસ નિદ્રાધીન હતો. કલ્પનાશીલ સ્વભાવ હોવાથી મને ઉંઘ બહુ મોડી આવતી તેમ જ રાજમાર્ગ પર રાતના મુસાફરી કરતાં ગાડાંઓનાં બળદની ટોકરીઓનો મંજુ અવાજ કલાકોના કલાકો સુધી પથારીમાં પડ્યા પડ્યા મને સાંભળવો ગમતો. દિવસે મોટરોની ધમાલ હોવાથી પંચગનિ માહાબળેશ્વર

રોડ પર ગાડાંઓ બહુધા રાતના જ નીકળે છે. શુકલપક્ષ હતો, આકાશ નિરભ્ર હતું, વિશ્વ વિધાતાએ અદ્ભુત સીનરી ગોઠવી હોય તેમ ગિરિ-શૃંગમાલા દૂર દૂર એક બીજાની પાછળ ડોકીયાં કરતી દેખાતી. કૃષ્ણા વેલીમાં તરતી એક બે વાદળીઓને ભેદી શુભ્રચંદ્ર જ્યોત્સ્ના, નીચે ખીણ સુધી રૂપેરી જાળી પાથરતી. એ મનોરમ દૃશ્ય જોતો હું મુગ્ધ બન્યો હતો, ત્યાં અંદરના રૂમમાંથી મંદ ક્ષીણ અવાજ આવ્યો, "મારે અહીં મરવું નહોતું." હું સ્તબ્ધ બન્યો. પાંચેક મીનીટ રહી ત્રુટતા કંપતા સ્વરે નિદ્રા-ધીન બ્હેનના જ ઓરડામાંથી ફરી અવાજ આવ્યો, "મારે દ્વારીકાધીશના મંદીરમાં મરવું હતું. મારે મદુરામાં મીનાક્ષીદેવીના ચરણે આત્મસમર્પણ કરવું હતું." હું અંદર જઇ સ્તબ્ધ ઉભો રહ્યો. એકાકી ગહનતામાં કોઇ દીવ્ય સત્ત્વ બોલતું હોય એવો ભાસ થયો.

નિદ્રાધીન બ્હેનના ચ્હેરાપરનું તેજ અકથ્ય હતું. વળી પાછી પાંચ મીનીટ રહી સ્વર આવ્યો. "મને ઠાકોરજી કોણ લઇ જાય ? મારે આ અસુર ભૂમિમાં નહોતું આવવું. મને અહીં શું કામ લઇ આવ્યાં ?" સમ-જાઈ ગયું. છુપાવી રાખેલા વિચારો નિદ્રામાં, અસ્વસ્થ અવસ્થામાં, હિસ્ટી-રીઆમાં સ્વયંભૂ નીકળી આવે છે. ઉપરથી શાંત પણ આંતરિક ઘોર વિગ્રહ અનુભવતી એની મનોદશાનું માપ પુરેપુરું નીકળી આવ્યું. મેં ઘરના માણસોને જગાડ્યાં ત્યાં અચાનક એ જાગી ગયાં. એના બોલેલા શબ્દો મેં એને સંભળાવ્યા તો એ કહે કે, "એ તો ખાલી મનની ભ્રમણા." એને મન એ ભ્રમણા હતી પણ એ ભ્રમણામાં માનસ શાસ્ત્રનું ઊંડું રહસ્ય હતું.

એ વર્ષમાં એની તબીયત એકંદરે સારી હતી. બીજે વર્ષે તેમનાં નાના બન્ધુ ભાઈ ઈશ્વરને જીવલેણ બીમારી લાગુ પડી. તે વખતે બ્હેનની પોતાની તબીયત સારી નહોતી રહેતી, છતાં પંચગનીથી એકદમ મુંબઈ

આવ્યાં અને બે મહિના સુધી મુંબઈ રહી, જાતેજ તેની પથારી આગળ બેસી તેની શુશ્રુષા કરી, પણ ભાઈ ઈશ્વરની માંદગી લંબાઈ. એવી હાલતમાં પંચગનિ લઈ ગયા. એના સ્વભાવનું વિલક્ષણ તત્ત્વ એ હતું કે જ્યારે કોઇ આપ્તજનનો મંદવાડ સાંભળે કે એનુ પોતાનું દર્દ ભૂલી જઇ કોઇ અનિર્વચનીય ચેતનથી એ બીજાની સેવા કરતાં તેમાં એને નહોતાં નડતાં ભૂખ તરસ, ઉંઘ કે ઉજાગરો; ભાઇ ઇશ્વરપર એની અગાધ મમતા હતી. અને એની જ મમતાએ ઇશ્વરને નવચેતન અર્પ્યું. ત્યાર પછી એવે શરીરે એણે બેંગલોરનો પ્રવાસ આદર્યો. એનું મન નવીનતા પ્રેમી હતું એનો નિશ્ચય અડગ હતો એટલે શેઠ રણછોડદાસે એને રજા આપી. ત્યાં પંદર દિવસ રહી પાછાં આવ્યાં. પાછાં માંદગીને બીછાને પટકાયાં અને પાછાં મૃત્યુ સાથે યુદ્ધ કરી તાજાં થયાં.

બીજે વર્ષે ભાઈ ઈશ્વર નડીઆદ મારે ત્યાં આવેલો. ત્યાંથી ગાંધીજીના આશ્રમમાં ભાઇ નારણદાસ ખુશાલચંદ ગાંધી જે તેના ગુરુ તેને મળવા ગયેલો; ત્યાં એને અચાનક ન્યુમોનિઆ થઈ આવ્યો અને નડીઆદ આવ્યો. મારે અનિચ્છાએ જગુભાઇને અને બ્હેનને તાર કરવો પડ્યો. જગુભાઈ તરત જ આવ્યા. માતુશ્રી અને શેઠ રણછોડદાસ પાંચ દિવસ પછી આવ્યાં અને પરિણામે સૌ. બ્હેન પણ નડીઆદ આવ્યાં. મારા ગરીબ ઘરની એની મુલાકાત એ છેલ્લી હતી, પણ એના આગમન સાથે જાણે નવી વસંત આવી હોય એમ માનવ સમૂહ મારે ત્યાં ઉભરાવો લાગ્યો. ગ્રામ્ય સ્ત્રીઓનો અનુભવ એને બહુ મધુર લાગતો. અમારી બ્રહ્મભટજ્ઞાતિ એટલે કેવળ પ્રાચીનતા પૂજકજ્ઞાતિ. તેમાંએ અમારી સ્ત્રીઓ એટલે તો સંસ્કૃતિનું એક પણ કીરણ નહિ પામેલી કેવળ પરદેનશીન પરતંત્ર સ્ત્રીઓ, એટલે સંસ્કૃતિ અને અસંસ્કારિતાનું અદ્દભુત મિલન છતાં, દરેક સ્ત્રીને એ પોતાનાં કુટુંબી જેવાં લાગતાં. સવારથી સાંજ સુધી એની પાસે સોથી બસો બૈરાં બેઠેલાં જ રહે.

અમારી જ્ઞાતિમાં વહુરો વડીલ સ્ત્રીઓને હુલામણાને નામે બોલાવે, જેવાં કે સારીમા, જીજીમા, નવીમા, મોટાંજી. એ સાંભળવાની એને બહુ મજાહ પડતી. એ નામો ગોખે અને વારંવાર આંગતુક સ્ત્રીને એ જ નામે બોલાવે. એને એ નવો અભ્યાસ હતો. પંદર દિવસ નડીઆદ રહ્યા.મારા ફેમીલી ડૉકટર, ડૉકટર ઉમરાવસિંધ એમને વારંવાર કહે કે, "બ્હેન તમે બહુ શ્રમ ન લ્યો." તો એ હસીને કહે, "ડૉકટર સાહેબ, આ શ્રમ નથી પણ સ્નેહ છે." વચમાં એની પ્રબળ ઇચ્છા હોવાથી અમે શ્રી ડાકોરજી ગયેલાં; એના હૃદયના આરાધ્યદેવનું એણે એ છેલ્લું દર્શન કરી લીધું અને મંદિર છોડતાં એનાથી બોલાઈ જવાયું કે, "પાછાં ફરી અહીં નહીં જ અવાય." એ એની ભવિષ્ય વાણી આજે સાચી લાગે છે. નડીઆદ એ પંદર દીવસ રહી ગયાં. ફરી પાછું નહોતું આવવું એમ જાણે કુદરત આગાહી આપતું હોય તેમ મારી આખી જ્ઞાતિનો પ્રેમ જીતી એ મધુર સ્વપ્નની માફક મુંબઇ ચાલી ગયાં.

ત્યાર પછી જીંદગીનું છેલ્લુ વર્ષ આવ્યું. પોતાને ત્રીસમે વર્ષે ઘાત છે એ પ્રથમથી જાણતાં હતાં. શેઠ રણછોડદાસ પણ જાણતા અને અમે બધાં જાણતાં, પણ અમને એમાં સત્ય ઓછું લાગતું એટલે ભાવીની ભીતિ ઓછી હતી. મૃત્યુ પહેલાં ત્રણ માસ અગાઉ ૧૯૨૮ ના એપ્રીલમાં એ મુંબઇ છેલ્લાં આવ્યાં અને જેમ છેલ્લું જ આવવું હોય એમ એણે છેલ્લામાં છેલ્લી ઇચ્છાઓ પુરી કરી. મોટરોમાં, બસોમાં, ટ્રામોમાં પુષ્કળ હોંશભેર ફર્યાં. નાટક, સિનેમા, દેવદર્શન પણ પેટ ભરી કરી લીધાં. એને ઘણું કરી રાતના ઉંઘ બહુ મોડી આવતી પણ આ વખતે એ બરાબર દશ કલાકની ઉંઘ લેતાં. સગાંવ્હાલાં આપ્ત સ્નેહી સર્વને જેમ છેલ્લું મળવું હોય તેમ વારંવાર મળી આવ્યાં અને પરમ આનંદમાં એક મહીનો વીતાવી નાખ્યો. અમે જાણ્યું કે બ્હેનને હવે સંપૂર્ણ આરામ થઇ ગયો. માતુશ્રીએ, ભાઇ જગમોહનદાસે આ વખતે સંતોષ માન્યો કે હવે 'ભાનુનો રોગ ગયો.' પાછાં

પંચગનિ જવાનો દીવસ આવી પહોંચ્યો. અમારા પરમ શુભેચ્છક અને મુરબ્બી તુલ્ય શેઠ શ્રી શાન્તિદાસ આસકરણના સુપુત્ર ભાઇ રવીલાલભાઇએ બ્હેનને પંચગનિ જતાં જાણી ભાઇ જગમોહનદાસને સૂચન કર્યું કે, "બ્હેનને આ વખતે હારતોરાથી વધાવી પંચગનિ હસ્તે વદને વિદાય આપો કે પાછાં માંદાં ન પડે." બધાએ સહર્ષ એ સૂચન ઝીલી લીધું, પણ એ વ્હાલપ ભરી વિદાય એ એની અંતિમ વિદાય થઇ. એ પુષ્પો એની ચિર વિદાયનાં સંગી બન્યાં. અમે બધા એને વિદાય કરી હસ્તે મોહે પાછાં ફર્યાં પણ અમારૂ હાસ્ય જોઇ ક્રૂર વિધાતા અટ્ટહાસ્ય કરતો હશે.

પંચગનિ ગયા પછી અઠવાડીઆ પછી જ તાર આવ્યો કે "ભાનુને સખત તાવ આવે છે માતુશ્રીને મોકલો." કુટુંબપર વીજળી પડી હોય તેમ એ સમાચારે બધાને નિશ્ચેતન કરી મુક્યાં. પૂજ્ય માતુશ્રી તથા જગુભાઈ તુરત જ પંચગનિ ગયા. વ્યાધી વધતી ચાલી. ડૉકટરો ટાઇફોઇડ તાવ છે એમ કહી આશ્વાસન આપવા લાગ્યા પણ ટાઇફોઇડની અવધી આવી રહેતાં તેમનાં સુશ્રુષક ડૉ. વકીલ ગભરાયા. માહાબળેશ્વરથી ગવર્નરના સરજન કર્નલ ટ્રેસીડોરને બોલાવવામાં આવ્યા. તેણે ચિકિત્સા કરી કે ફેફસામાં રસી થઇ ગઇ છે, ઓપરેશન કરાવ્યું. દશ શેર બાર શેર પરૂ નીકળી આવ્યું અને ત્યાર પછી મરણકાળપર્યંત શેર દોઢ શેર રસીનો ક્રમ ચાલુ જ રહ્યો.

ભગવાન્ બુદ્ધ ૭ મહિનાની સંગ્રહણીની ઘોર પથારી ભોગવી મૃત્યુવશ થયા હતા. ભગવાન્ શંકરાચાર્ય અઢી વર્ષ સુધી ભગંદરના વ્યાધિથી પીડાઈ કાળની સર્વ ભક્ષી સત્તાને સ્વાધીન બન્યા હતા. પીતામહ ભીષ્મ છપ્પન દિવસની બાણ શય્યા વેઠી દીવ્યલોકવાસી થયા હતા. પુણ્યશાળી સત્ત્વોને શરીરની કે આલોકની વાસના ન રહે તે માટે પ્રકૃતિ દેવી શરીરના પરમાણુએ પરમાણુ ગાળી નાખે છે એ ન્યાય બ્હેન ભાનુમતિને પણ લાગુ પડ્યો.

હું, જગમોહનદાસ, ભાઈ ઇશ્વિર, કૃષ્ણા ભાભી, નારણ મામા, ફઇબા, ડૉ. ઉમરાવસીંધ, અન્ય ઘણા સ્નેહીઓની પંચગનિ આવજા થવા માંડી. આ માંદગીમાં એક મહીનો હું સતત્ એના બીછાના આગળ હતો.

૧૯૮૪ ના પ્રથમ આષાઢમાં એનાં દર્શનની છેલ્લી યાત્રાએ પંચગનિ ગયો. આ વખતે તેમનું નિવાસસ્થાન "એઓલિયન ટેરેસ" (ચીરસમીર)માં હતું. પથારીમાં એક બાજુએ બીજની ચંદ્રકલાથી વધુ ક્ષીણ એનાં મને ત્યાં દર્શન થયાં. મને જોતા એણે પુષ્કળ અશ્રુપાત કર્યો. શેઠ રણછોડદાસે ખાનગીમાં કહ્યું, "કવિ આ વખતે ભાનુનો મેલાપ છેલ્લો જ છે. મળવું હોય તો મળી લ્યો." મને પણ વજ્રાઘાત થયો, છતાં અંતરની વેદના છુપાવી મરણોન્મુખ બ્હેનને હું ખોટાં આશ્વાસન આપવા લાગ્યો. બપોરના ડ્રેસીંગ જોતાં ઘા ખોલી જોયો તો સાગરનાં મોજાં આવતાં હોય એવો ઘોર અવાજ એની જમણી બાજુની છેલ્લી પાંસળીની નીચેના મોટાક્ષતમાંથી આવતો હતો. રસી નીકળતી જોઈ. જે આશરે એક પાઉન્ડ જેટલી હશે જે જોતાં સવારના કાંઇક આશા રાખી હતી જે પણ મૂકી દેવી પડી. પણ આ વખતે એનું ધૈર્ય અનુપમ હતું પણ એ ધૈર્યની કલ્પના મધ્ય રાત્રીએ ઘોર માહાસાગરમાં પડેલો કોઈ વિરલ મુસાફર એક તૃણને આધારે આધે કીનારે જવા ઇચ્છે તેવું હતું. આ પ્રસંગની ઘણી વાતો લખવા જેવી છે. ચોમાસાના દિવસો હતાં, આજુબાજુ ઘનવૃક્ષ ઘટાઓમાં અવિરત પડતાં વારિબિન્દુઓનું રૂદન, નીચે ભર યુવાનીમાં વહેતી કૃષ્ણાનો કલકલ ધ્વનિ, વર્ષાના સમાગમથી હરિત થયેલી ચારે તરફની ગિરિશૃંગ માલા, એ બધામાં નિરવ પ્રકૃતિનું રૂદન કોઈ ઘોર કારૂણ્ય દર્શાવતું હોય એ સિવાય બીજું કશું અનુભવાતું નહિ. બે વર્ષ પહેલાં જે પ્રકૃતિ હસ્તી નાચતી લીલામયી લાગતી, તે આ વર્ષામાં યમના અટ્ટાહાસ્ય જેવી દેખાવા લાગી. ચોવીસે કલાક શેઠ રણછોડદાસ, બ્હેનના માતુશ્રી, ફઇબા, તેમની પુત્રવધુ બ્હેન

લીલાવતી, તેમના એક દક્ષિણના સ્નેહી નારાયણરાવ, અને હું, સૌ બ્હેનના ઓરડામાં જ બેસતા. નારાયણરાવના ગયા પછી ડ્રેસીંગ કરવાનું કાર્ય મારે હિસ્સે આવ્યું. ધ્રુજતે હાથે ભરાયેલે હૈયે પણ પરમપ્રેમથી હું એ કાર્ય કરતો. રસી કાઢતો ત્યારે એ પોતાની ચિંતા ભૂલી જઈ મને મંદ અવાજે કહેતાં કે, "હાથ ફીનાઇલથી બે ચાર વખત ધોજો નહી તો તમને ચેપ લાગશે." મને ચેપની બીલકુલ પરવા નહોતી. એ કલ્પના પણ ભાગ્યેજ આવતી, છતાં એના આગ્રહને માન આપી એ વિધિ કરવી પડતી. દિવસ તો જેમ તેમ નીકળી જતા પણ રાત્રીઓ બહુ કરાળ હતી. દરદને લઈ બ્હેનની શ્વાસોચ્છવાસની ક્રિયા ઘણીજ મંદ હતી જેથી એને આ માંદગીમાં ઉંઘ આવતી જ નહિ. પડખામાં વ્રણ હોવાથી પાસુ ફેરવી શકાતું નહી. એના પગો શુષ્કકાષ્ઠ જેવા થયેલા હોવાથી વાળી શકાતા નહી જેથી આ દુઃસહ યંત્રણામાં એ જડવત્ ચત્તાંપાટ પડી રેહેતાં. તે ઉપરાંત, "મારી રાતદિવસ શુશ્રૂષા કરતાં મારાં આપ્ત વર્ગોને હું કેમ વિરામ આપું; તેમનું શું કલ્યાણ કરૂં ? ઈશ્વર સાથે યુદ્ધ કરીને પણ મારી ખાતર નહી તો મારાં સર્વની ખાતર હું આ બીમારીમાંથી કેમ સાજી થાઉં?" એ ચિન્તા એને સતાવતી. સ્વભાવ જરા બગડેલો પણ સરળતા તો એની એજ હતી. રાત્રીના કોઈ વખત હું બેઠો હોઉં બધા નિદ્રાવશ થયાં હોય ત્યારે મને વારંવાર પ્રભુના સોગન આપી પૂછે કે, "હું આમાંથી બેઠી થઇશ?" હું કવચિત્ મૌન રહેતો, કવચિત્ ઉપરથી જુઠી હા પાડતો, કવચિત્ નારાયણ કવચ અને ગજેન્દ્ર મોક્ષના પાઠ કરતો, કવચિત્ એને ગમે એવી ચર્ચા કરતો. પોતાના નોકર ચાકરને ઘણું આપેલું હોવા છતાં એને ઘણું આપવાનું મન રહી ગએલું. પરમ શ્રીમંત હોવા છતાં હું શ્રીમંતની પત્નિ છું એ અભિમાન એને પરણ્યા પછી કોઇ દહાડો આવ્યું ન હતું, જે અંતપર્યંત કાયમ હતું. આવી રીતે દિવસને રાત સરખા ગણી વિતાવ્યા.

કાર્ય પ્રસંગે મારે મુંબઇ આવવાનું થયું. એની રજા શી રીતે લેવી એ પ્રશ્ન ઘણો આકરો થઇ પડ્યો છતાં જેમ તેમ કરી મેળવી જે એણે ઉપરથી હસતે વદને આપી. "પાછા જેમ બને તેમ જલ્દી આવજો." એમ કહેતાં એની આંખમાં આંસુ ભરાઈ આવ્યાં. એને વધુ સંતાપ ન આપવો એ હેતુથી બાજુના ઓરડામાં જઈ મેં અશ્રુ સાર્યાં. હું સમજતો કે એ દર્શન, એ મેળાપ, એ રૂદન છેલ્લું જ હતું. અને છેલ્લું જ નિવડ્યું. પાછળથી બે મહીને સૌ. બ્હેને દેહત્યાગ કર્યો જે અરસામાં મારાથી જવાયું નહોતું અને એ આઘાત મને આજે પણ તાજો છે.

એના જીવનમાંથી ઘણી શ્રીમંત બ્હેનોને ઘણું જ શીખવાનું છે. મૃત્યુ બધાને માથે લખાઈ ચુકયું છે. કાળ કોઇને છોડતો નથી. છતાં જે જીવનમાંથી મીઠી સુવાસ વહી, બીજાના જીવનને મીઠાં બનાવે એજ જીવ્યાનું સાર્થક.

પ્રભુ એના સરળ–પ્રેમાળ–કોમળ દિવ્ય અંતરાત્માને, શાશ્વત શાંતિ અર્પે. એ આત્મા જ્યાં હોય ત્યાં અખંડ આનંદ અનુભવે એ જ અભ્યર્થના સાથે આ નિવાપાંજલિ પુરી કરૂં છું.



# સૌ. ભાનુ બ્હેન—એક સંસ્મરણ.

શ્રી. દ્વારકાદાસ કલ્યાણદાસ બી.એ, 'કૃષ્ણકુંજ': મુંબાઈ.

એમનો પરિચય જન્મથી જ કહો તો ચાલે. સુશીલ ખાનદાન કુટુમ્બમાં જન્મ લઇને ખાનદાન કુટુમ્બમાં વિવાહ થયેલ. એણે પોતાના સહજ અને સ્વાભાવિક સૌજન્યથી ઉભયકુલને દીપાવ્યાં—પાવન કર્યાં છે.

સદ્ધર્મપરાયણ વૈષ્ણવ માતાના દુધ સાથેજ એને ઉચ્ચ ધાર્મિક સંસ્કાર મળ્યા હતા. અને સ્વભાવે રાંક કુમુદસુંદરી જેવી અમારી **ભાનુ** બ્હેને પોતાના ઉચ્ચ ભાવનાશીલ સંસ્કારોથી અને સરલ નિખાલસ સ્વભાવથી જે જે એમના સંબંધમાં આવ્યાં હતાં તેનાં, પોતાથી મ્હોટા અથવા ન્હાના સેવકવર્ગ સુદ્ધાંના મનમાં એમને માટે ઉચ્ચભાવ આવ્યા વગર રહેતા જ નહીં.

ન્હાની ઉમ્મરમાં એમના સુશીલ પતિ શેઠ રણછોડદાસના ઘરનો ભાર, સંસારનો ભાર, તેમાં વળી આપણાં આધુનિક હિંદુ સંસારનો ભાર, રમતમાં ઉઠાવી લીધો હતો; અને સંસારના અનેક વિકટ પ્રસંગોએ પોતાના સ્વાભાવિક બુદ્ધિ ચાપલ્ય તથા ઔદાર્યથી પોતાનો માર્ગ સરલ કરી દીધો હતો.

ધર્મ ઉપર પ્રીતિ અને તેના સ્વાભાવિક ફલ, ઇશ્વર ઉપર અચળ શ્રદ્ધાથી પોતાનું જીવન શરીર મહા વ્યાધિગ્રસ્ત હોવા છતાં પણ શાંતિ-

મય બનાવી દીધું હતું. આ કલા તો આપણી આર્યોની જ છે અને વિદેશીઓએ પણ અનેક વાર માન્ય કરેલ છે.

સુહાસિનિ **ભાનુ** બ્હેને સદા હસતું મુખ રાખી જે કોઈ તેમની પાસે જતું તે શાંતિ અને સંતોષ સાથે જ પાછું ફરતું.

વયે ન્હાનાં, છતાં ડોશીમા જેવી ધીરજ, શાંતિ, અને વાત્સલ્ય એમનામાં સ્વાભાવિક જ હતાં. old head on young shoulders જે ઘણી વાર કૃત્રિમ અને હાસ્યાસ્પદ હોઇ દૂષણ રૂપ હોય છે, પણ **ભાનુ** બ્હેનમાં એ ભૂષણ રૂપ હતું; કારણ જે કુદરતે જ નાની વયમાં સંસારનો ભાર એક સામટો નાખી દીધો હતો, અને કુદરતે આપેલી એ અસાધારણ અવસ્થાને એણે ખુશીથી વધાવી લીધી હતી એ જ એમનું ચાતુર્ય–always take life as it comes.

આધુનિક કૃત્રિમ પાશ્ચિમાત્ય કેળવણી લીધેલ આપણી યુવતિઓમાં હવે આ Type ઓછી થતી જાય છે.

સૌ. **ભાનુ** બ્હેન જેવાં કેટલાંએ સુમનો આપણા આધુનિક હિંદુ સંસારના ભાર નીચે અકાળે કરમાતાં હશે?

ટુંકામાં, સંપૂર્ણ દૈવી જીવનગાળી, પોતાના અનેક સદ્દગુણોની દિવ્ય પ્રભા ફેલાવી–ભાનુ બ્હેન પોતાના સંબંધમાં જે જે આવ્યાં તેના દરેકના હૃદયમાં સ્મરણની મીઠી સૌરભ મૂકી ગયાં છે. પ્રભુ એમના આત્માને ચિરશાન્તિ અને સુખ આપે અસ્તુ.



# બ્હેન ભાનુને!

## (કુ૦ બ્હેન લક્ષ્મી પુરૂષોતમદાસ પ્રાણજીવનદાસ.)

બ્હેન **ભાનુ**! હું તને શું કહીને ઉદ્દેશું? ગૃહલક્ષ્મી કહું કે દેવી કહું? બ્હેન! તારામાં ઘણા ગુણો હતા. **ભાનુ**! તું તો સ્વર્ગે ગઈ, પણ જતાં જતાં દરેકને ઉંડી છાપ પાડી ગઈ કે, 'અંતે મતિ સા ગતિ.' પ્રભુ તારા આત્માને શાન્તિ આપજો!

× × × ×

તારામાં અનેક સદ્દગુણો હતાં, જેવા કે નમ્રતા, સાદાઇ, માયાળુપણું, દયા ને ઉદારતા. માયા અને દયાની તું દેવી હતી. પ્રભુ તારા આત્માને શાન્તિ આપજો!

× × × ×

તારે આંગણે કોઇ પણ માણસ આવ્યું હોય એટલે પછી ભલે રંક હોય કે રાય, પણ તે સર્વ ઉપર તારી સરખી લાગણી હતી ને કોઇ પણ માણસ તારે આંગણેથી ઉદાસ થઇને જતું નહિ. પ્રભુ તારા આત્માને શાન્તિ આપજો!

× × × ×

બ્હેન **ભાનુ**! તને ધન્ય છે. તું તો પીયરને સાસરે માન પામી, માતાની કુખ દિપાવી, સૌભાગ્ય લઇ, જીંદગીની મીઠાશ લઇ, સ્વર્ગે ચાલી ગઇ!

× × × ×

હે પ્રભુ! **ભાનુ**એ ધર્મ કરવામાં જરા પણ કચાસ રાખી ન્હોતી. તેના સદ્દગુણો પાર વગરના હતા. હું એમ નથી માનતી કે તેનો એક પણ અવગુણ હતો. જતાં જતાં પણ પુણ્ય કરતી ગઇ. હે ભગવાન્! એની સ્વર્ગમાં જ મુક્તિ હોજો!

× × × ×

હે પ્રભુ! મૃત્યુ આપ તો **ભાનુ** જેવું જ આપજે, એવી હું તારી પાસે પ્રાર્થના કરૂં છું.

# સ્મરણ તુષાર.

**શ્રી. શાન્ત નારાયણ ઉપાધ્યાયઃ પંચગની.**

અલ્પ આયુષ્યના અમર ઇતિહાસમાં દયા–પ્રેમ વાત્સલ્ય–કોમલતા એક જ માનવ વ્યક્તિમાં ઇશ્વિરે અર્પણ કરી હોય એવા સ્વલ્પ દાખલાઓમાં શ્રીમતિ ભાનુબેનનું જીવન ભાર્ગવની પુણ્ય કિરણ માલાસમું વંદનીય–અપાપિ ને નિર્દોષ જણાય છે. તેમની વાત્સલ્યતાથી પ્રત્યેકનાં રોમેરોમ હર્ષાન્વિત થતાં. દુઃખી કે દરદીને તેમના દ્વારેથી શાન્તિનાં આશ્વાસન મળતાં. બીજાને જરાક દુઃખ થાય કે તેમને પહેલું થતું, આટલું કુણું અંતઃકરણ માનવીઓમાં ક્વચિત્ જ જોવામાં આવે છે. ભાનુના ઉદય સમે જેમ પ્રત્યેક જીવને નવજીવન મળે છે, પ્રફુલ્લતા મળે છે, તેમ ભાનુ-બ્હેનથી ઘરમાં આનંદને ઉત્સાહના પૂર ચઢતાં. દરેકે દરેક તેમના માટે કામ કરવાની પડાપડી કરતાં. અંતરમાં પ્રશ્ન થતો કે ભાનુબ્હેન પોતાનું મિત્રમંડળ આટલું બધું વિશાળ કેમ કરી શક્યાં હશે? કોઇના મિત્ર થવું એટલે મિત્રના સુખદુઃખમાં પોતાનાં સુખદુખઃ ગણ્યા શિવાય મિત્ર થવાતું નથી ને મિત્રતા ટકતી નથી. બીજા માણસ માટે ઘસાવાનોજ તેમને એક જાતનો શોખ હતો. વપરાશની એક એક ચીજ સ્વચ્છને કલાની દૃષ્ટિએ તે ગોઠવતાં. તેમનું ઘર શારદાના પ્રિય નિવાસ સમું કલામંદિર સમું દેખાતું. આવનારને હૃદયથી આવકાર મળતો. તે જતી વખત પ્રફુલ્લ

થયા વિના, અવનવી પ્રેરણાઓ લીધા સિવાય જતો નહીં. સાહિત્ય ને સંગીત, સ્થાપત્ય ને કલા, પ્રાચીન ને અર્વાચીન વસ્તુઓનો ત્રિવેણી સંગમ રચાતો. તેમના ટેબલના એક ખૂણે સૂર્યોપાસનાને ગીતા દેખાતાં. અન્ય પુસ્તકો કરતાં આ બન્ને પુસ્તકોપર તેમનો પ્રેમ નિઃસીમ હતો. તેમના સમાગમમાં હું માત્ર છેલ્લાં ૨-૩ વર્ષથી આવ્યો હતો, છતાં મને દશકા વીત્યા હોય એમ જણાતું. નિર્મળ બુદ્ધિશાલિના અંતઃકરણ કેવાં હોય છે તે જોવા તેમના જીવન તરફ વળવું પડશે. સ્પષ્ટ વાર્તાલાપ, એ નમુન સંસ્કારિતા આર્દ્ર મનોભાવના, ભૂતદયા વિશુદ્ધ વિચારસરણી, આદર્શ ત્યાગ ને આદર્શ ગૃહસ્થાઈ આ બધાની મીમાંસા કરવાનું આ સ્થાન નથી. તે તો તેમના નિકટમાં આવનાર લખશે ત્યારે ગુજરાતને તેમ જ કપોળ મહિલાઓને ઘણી વિગતો મળી શકશે. ટુંક સંસાર યાત્રામાં આ બધા સંસારથી પરિપૂર્ણ થવું એ સામાન્ય માણસને અશક્ય છે. તેમના બાળપણના ઉગતા ઉચ્ચ સંસ્કાર, સ્નેહભીના બંધુઓની લાગણી, પૂજ્ય માતાનો વાત્સલ્ય ભાવ, સાથે શ્રીમાન્ શેઠની મમતા–આ બધોસંયોગ ઈશ્વર કૃપાથી કેવો અસ્ખલિત રચાયો હતો, તે જોવાનો પરમ યોગ મને તેમની છેલ્લી માંદગીમાં સાંપડ્યો. વ્યાધિએ તેમને એવાં તો દબાવી દીધાં કે પાસું ફેરવવું પણ બહુધા અશકય હતું. રોજ વ્યાધિ તેની સત્તા આ દુર્બળ શરીર પર અજમાવ્યે જતો હતો. સામા તેની સત્તાના મદનું મર્દન કરવા ઉપાયો યોજાયે જતા હતા. શરીરમાં કાંઇ રહ્યું નહોતું. છતાં ડૉકટરોની તીક્ષ્ણ છરીને હર્ષથી વશ થતાં હતાં. વાઢકાપ વખતે પણ મોંપર જરાયે દુઃખની લાગણીની નિશાની ન લેખતાં. જ્યારે જુઓ ત્યારે ખીલેલા કમળ સમાન મુખપર હાસ્ય ફરકી રહેતું. પથારીમાં પડ્યા પડ્યા દરેકની ચિંતા રાખતાં. "બાબો કેમ રવે છે ? શેઠ શું કરે છે ? ઈશ્વર કયાં ગયો ?" આવી નાનામાં નાની બાબતોમાં પણ તેમનું ધ્યાન હોય જ. તેમની યાદ શક્તિ અતિ

પ્રબળ હતી. અમૂક વર્ષ ઉપર મૂકેલી ચીજ જગ્યા સાથે તે પથારીમાં પડ્યાં પડ્યાં બતાવતાં. પહેલો મેળાપ મારે એપ્રીલ ૧૯૨૫ માં થયો. તેમના બંધુ ઇશ્વિરદાસનો મારા પ્રત્યેનો અનુરાગ જોઇ મને અવર નવર બોલાવતાં. સાહિત્યને સંગીત ચાલતું. છત્રસાલ, મુંજ–સિરાજ–વિગેરે લોકાદર પામેલાં નાટકોમાંથી અમૂક હૃદયસ્પર્શી પ્રયોગો તથા મારા લખેલા મુસદ્દસ બોલી બતાવતો. જ્યારે તે આ બધું સાંભળતાં ત્યારે તેમને મઝા પડતી. હું ઘેર જતો પણ સાહિત્યને સંગીતની ઉન્નતિ કરવાની તેમની ધગશ–કલાકારો પ્રત્યેનું તેમનું માનસ–વાંચતો–વિચારતો ગદ્ગદ્ થતો. તેમનું આદરાતિથ્ય–સ્નેભાવ યાદ આવતાં કેટલાંએ સાહિત્ય પ્રેમીઓ–સંગીત શાસ્ત્રીઓ–ગરીબો–તેમની છૂપી મદદથી પોષાતાં હશે એમ મને લાગતું. તે, આપતાં પણ અંતરમાં ગર્વ–કે ઉપકારી થવાની લાલસા જાગવા ન દેતાં તે મેં ઘણી વાર અનુભવ્યું છે. વર્ષા જતાં ઝરણ સૂકાય, નદ સૂકાયા કદી કોઇએ સાંભળ્યા નથી. શ્રીમાન્ શેઠજી રણછોડદાસે તેમની ભાવનાઓને હંમેશાં પોષી છે–ફલાન્વિત કરી છે. જ્યારે જ્યારે હું જતો ત્યારે શેઠશ્રીનું પ્રફુલ્લ હસિત વદન સંકટની કારમી ઝડીઓમાં કે અત્યંત સુખમાં એજ નિશ્ચલતા, એ જ ઉદારપણું, એ જ શાંતિ મેં બહુ થોડા માણસોમાં જોઇ છે. શ્રીમંતાઇનો દંભ કરનારાઓએ આ લોકોત્તર જીવનની પરાગ લેવી જોઇએ એમ મને લાગતું. ભાનુ બ્હેન બહારના ભપકા કરતાં સાદાઇને વધુ પસંદ કરતાં. જ્યારે હું એમને ત્યાં જતો ત્યારે એક દેવમંદિરમાં જતી વેળા જે આલ્હાદ જે અપાપિપણાનું વાતાવરણ આપણે જોઇએ છીએ તે ત્યાં મૂર્તિમંત જણાતું. તીર્થરાજ પ્રયાગ સમો સ્નેહ, દયા, અનુકંપાનો ત્રિવેણી સંગમ રચાતો. તેમનો સ્વભાવ કોઇ કોઇ વખત તીખો થઇ જતો પણ તીખાશ વિના ક્યારે ભારે ભોજન પચી શક્યાં છે ? જેમ વિજળી અંબર પટમાં ઝબકારા મારી અદશ્ય થઇ ઘડીભર ચકિત કરી વર્ષાની

ખબર આપે છે, તેવો તેમનો સ્વભાવ હતો. ઘડીકમાં શરીર ઘણુંઘણું ઊડતું તો ઘડીકમાં સાગર શાં ગંભીર દેખાતાં. ઘડીકમાં ઉછાળા મારતા વર્ષાના ઝરણ સમાં, તો ઘડીકમાં તપસ્વીને શરમાવે એવી નિશ્ચલતા ધારતાં. તે ચંડ બનતાં, પણ કોઇને બાળતાં નહિ. લાંબી માંદગીથી કંટાળી ઉદ્વેગી બનતાં, પણ મળવા આવનારને તેનું ભાન થવા ન દેતાં. સુખની અને દુઃખની અનેક પળોનો સરવાળો કરી ઘણી વેળા માનવજીવનનો ઇતિહાસ ઉઘાડતાં ત્યારે તેમાંથી અમૃત ઝરતું. અભ્યાસીને જાણવાનું મળતું ને તે સ્હેજે પચી જાય તેવું હોય જ. ગયા માર્ચમાં શ્રીમાન્ શેઠશ્રી રવિલાલ ભાઈ પંચગની આવેલા; સાથે જગુભાઇને ઇશ્વરદાસ હતા. તે બંધુત્રયને જોઇને અતિ ઉત્સાહમાં આવેલાં ફરી મેં જોયાં નથી. કદાચ વિધિએ તેમ કરવું નિર્માણ નહિ કર્યું હોય. તે બંધુઓનો પાચક સ્વભાવ બ્હેનને આનંદ પમાડતો, ને જગુભાઇનો હાસ્યજનક વાર્તાલાપ તેમના ગયા પછી પણ બ્હેન રોજ યાદ કરતાં ને અમને હસાવતાં. છેલ્લાં ઑપરેશન પછી તે વધારે અસ્વસ્થ બન્યાં. બધાં આપ્તજન હાજર હતાં જગુભાઇને મુંબઇથી બોલાવ્યા, તે તુરત જ આવ્યા. ખૂબ વાતો કરી, અનેકની ભલામણ કરીને જે દિવસે જન્મ થયો હતો તેજ દિવસે, તેજ પળે રાત્રીના ૧૨॥ વાગે ૩૦ વર્ષ પૂરાં કરી દેવલોક સીધાવ્યાં. અનેક સ્મરણો આવે છે, કયા લખવા તેની ગડભાંજ થાય છે. અંતર મૂંઝાય છે. હૃદય રડે છે. હવે તો સ્મરણોમાંજ મીઠાશ માનવી રહી, ને હોય છે પણ તેમાં જ.

છેવટઃ—

ભાનુ ભવ્ય વિશાળ ઉગતો અંબરપટ મહિં,
નવજીવન દેનાર ત્રાતા દાતા સર્વનો;
અસ્તાચળમાં જાય કિરણમાળ સંકોરતો,
લીધી બ્હેન વિદાય નામરૂપ સાર્થક કર્યું.

# ભાનુ બ્હેન સ્મારક–બે બોલ.

ડૉ. પ્રાણજીવન એમ. મહેતા. એમ. ડી; એમ. એસ; એફ. સી. પી. એસ.

જગત્‌માં જન્મવું, જીવવું અને મરવું એ પ્રાણી માત્ર માટે સ્વાભાવિક ક્રમ છે. આ ક્રમના નિયમ સમજવા મનુષ્ય હરહંમેશ નિરર્થક પ્રયત્ન કરતોજ રહ્યો છે. વિશ્વની વિશિષ્ટતા કંઈ વળી એ છે કે કોઈ અગમ્ય વિચિત્રતાથી પ્રાણીમાત્રનું વ્યક્તિત્વ પોષાય છે. આ કુદરતી વ્યક્તિગત રચનામાંથી એ સારા નરસાનો ભેદ અને કુદરત સામાન્ય ભાવે સરળતાથી અને મનુષ્ય સ્વાર્થી ભાવે હુશીઆરીથી પાડી રહ્યા છે. કુદરતને ફક્ત એકજ દૃષ્ટિ છે કે સર્વ પ્રાણી શાંતિમાં રહે. અને તે અર્થે એકજ અહિંસા પરમો ધર્મ ઉપદેશે, અને આ સૂત્ર અનંત કાળે પણ તે ને તે રહે. જ્યારે મનુષ્યને નિજ શ્રેષ્ઠતા સ્થાપવાની સ્વાર્થી ભાવના પ્રાધાન્ય હોઇ અનેક સૂત્ર સગવડતા પ્રમાણે રચે અને તોડે. આ રીતે મનુષ્યના ઇતિહાસમાં જે મનુષ્ય વિશેષમાં વિશેષ વ્યક્તિગત શ્રેષ્ઠતા સ્થાપી શકે તે મહાન્ પુરૂષ મનાય, જ્યારે જગત્‌ના ઇતિહાસમાં તો જે વિશેષમાં વિશેષ 'અહિંસા પરમો ધર્મ' આચરી, જગત્‌માં શાન્ત જીવન ગુજારી, શાન્તિના પાઠ આપી જાય તે મહાન્ ગણાય. આવા જગત્‌ના ઇતિહાસના મહાન્, અનેક મહાન્ પ્રાણીઓને ઘણી વખત મનુષ્ય ઓળખી પણ શકતાં નથી. આવી એક વ્યક્તિ, બ્હેન ભાનુમતિ કુદરતના ક્રમે જન્મી, જીવી, અલ્પ જીવન જીવી અને નષ્ટ થઇ. જીવનના ઇતિહાસમાં સંસારની દૃષ્ટિની ઝમક ચમક

અદ્દ્ભુતતા કે અપૂર્વતા બતાવવા તે જીવન ન્હોતું સર્જાયું. સંસારમાં કોઇ મહાન્ રચનાત્મક કે વિનાશક (destruction) કૃતિ કરી સંસારના પ્રાણીને આંજી દઇ સંસારના ઇતિહાસમાં અમરતા પામવાનું તેના નશીબમાં નહોતું લખાયું. પાર્થિવ હુંશિઆરી ચાલાકીથી માનવીપર સત્તા જમાવવા ત્યાં ઇચ્છા કે સ્પૃહા ન્હોતી. આ તો માનવ શરીરમાં વસવા છતાં કુદરતી. ભોળપણ, નિર્દોષતા, મૂર્ત સ્વરૂપે દાખવવાની કુદરતની કૃતિ હતી. આ કૃતિમાં કુદરતે અવનવા અણુઓનું સંમેલન કર્યું હતું. સાદાઇ છતાં સૌંદર્ય પોષાયું હતું. ભોળપણ છતાં ભવ્યતા ચ્હેરાપર છવાઈ રહેતી હતી. નાની ઉમર છતાં પરિપકવ બુદ્ધિ વિકાસ અને ગૌરવ આશ્ચર્યકારક હતો. નિર્દોષ પ્રેમમય વાતાવરણમાં થનથનતું ભોળું પંખીડું એક વખતપણ પરિચયમાં આવનારપર કંઇક અલૌકિક ભાવના જગાવતું, અને જગત્‌રૂપી વેરાનમાં પણ કયાંક શાંતિના છાંટણાં સંભવી શકે છે એ માન્યતા સિદ્ધ કરી બતાવતું. સંસારના સુખ, ઇન્દ્રિય તૃપ્તિ, માન, સત્તા, પરિગ્રહ, એ આ જીવને બહુ આકર્ષી શકયા ન્હોતા. થોડા જ વર્ષ અનેક સંબંધીઓ સાથે સહકાર જીવન સાધી, શાંતિમય જીવન નિઃસ્વાર્થ ભાવે ગુજારી, સંસારમાં રહેવા છતાં અલિપ્ત રહી, સંસારના ઋણાનુબંધીનું રૂણ અદા કરી, એ સ્વર્ગીય આત્મા પાર્થિવ દેહનો ત્યાગ કરી, નિજ સ્થાને ચાલી ગયો. એ આત્મા શાન્તિના માર્ગેજ પ્રવર્ત્યો છે એ ખાત્રી એ યાદીજ એ જીવની આ જગત્‌માં ઉત્તમતા સિદ્ધ કરે છે, એજ આપણો છેલ્લો સંતોષ.



# સ્વ. ભાનુમતી બ્હેન.

સ્વ. **ભા**નુમતી બ્હેનની સાથેનો મારો પરિચય એક રીતે જોતાં ઘણા લાંબા વખતનો પણ ખાસ નિકટનો ગણી ન શકાય એવા પ્રકારનો હતો. પણ જે એક વાત એમના વિશે મારૂં ધ્યાન ખેંચતી તે એમનો હસમુખો સ્વભાવ હતો. વર્ષોથી અનેક પ્રકારની વ્યથાઓ એમનું શરીર ભોગવતું છતાં એ જ્યારે મળે ત્યારે સદાએ એમના મુખ પર મીઠું હાસ્ય વિલસતું હું જોતી અને તેથી મને સદાએ એમને માટે માન ઉપજતું.

સ્વ. **ભા**નુમતી બ્હેન માયાળુ, હસમુખાં, આનંદી અને શ્રદ્ધાળુ સ્વભાવનાં હતાં. એમની રીતભાતમાં કદી ગર્વ દેખાતો નહિ. એમના પ્રસંગમાં આવનાર સર્વ જણ એમના વ્હાલ સોયાપણાથી અને આદરથી વશ થતા.

જે પ્રભુમાં એ માનતા એ પ્રભુ જ્યાં હોય ત્યાં એમના આત્માને શાન્તિ આપો.

"બીચ હાઉસ"
નેપ્યન્સીરોડ,
મુંબાઈ.

**લીલા મુનશી.**




મધ્યે સૌ. ભાનુ બ્હેનનાં ચિત્ર.

# છાયાસ્મૃતિ.

## શ્રી૦ ગોપાળદાસ નથ્થુભાઈઃ મુંબઈ.

સૌ. ભાનુમતીનો પ્રથમ પરિચય મને સાત વર્ષ પહેલા અમે એમના ગામદેવીના 'ભાનુ મેન્શન'વાળા ઘરમાં રહેવા આવ્યા ત્યારે થયો. ટુંક સમયમાં એ પરિચય ગાઢ થતાં કૌટુંબિક સ્વરૂપ લીધું.

મારા ધણીઆણી તેમજ મારા પ્રત્યે એમની લાગણી બહુ હતી. મ્હારાં ધણીઆણીની માંદગીના સમયમાં એ લાગણીનો અમને બન્નેને પુરો અનુભવ થયો. પોતે જીવલેણ માંદગી ભોગવતાં છતાં પંચગનિથી અનેકવાર મ્હારાં ધણીઆણીને જોવા આવ્યાં હશે. બન્નેનો સ્નેહ સગી બ્હેનો જેવો હતો.

અમે બેંગલોર હતા ત્યારે અમારા આગ્રહને વશ થઈ પોતાની નબળી તબીયતે પણ ખાસ શ્રમ વેઠી કંટાળા ભરી લાંબી મુસાફરીનું દુઃખ વેઠી અમારે ત્યાં આવ્યાં. બીજાની લાગણીને માન આપવા પોતે દુઃખ કદી ગણકારતા નહિ. બીજાના દુઃખે દુઃખી થતાં, બને તેટલી સહાય આપતાં, અને દુઃખમાં પણ આનંદ માની શાન્તિથી રહેતાં. એમનું વાંચન બહોળું હતું, અને તેમાંથી કંઇને કંઈ તેઓ લેતાં, અને તેને અનુસરતાં. સ્વભાવે બહુ માયાળુ, ગરીબો પ્રત્યે બહુ દયાળુ, અને દીર્ઘ

દૃષ્ટિવાળાં હતાં. ડહાપણ પણ તેટલું જ હતું. મૃત્યુ પાસે આવ્યું છે એ જાણતાં છતાં તેઓ જરાએ ડરતાં નહિ. કોઇપણ ગરજુ એમની પાસેથી ખાલી હાથે જતો નહિ. તેઓ પોતાના સુશીલ સ્વભાવને લીધે જેઓ તેમના પરિચયમાં આવતાં તેમને પોતાનાં કરી લેતાં.

શ્રીમંત કુટુંબમાં જન્મ થયો, શ્રીમંત કુટુંબમાં લગ્ન થયાં, પણ શ્રીમંતાઇનું અભિમાન એમને કદી પણ થયું નથી. તેમની રહેણી કરણી પણ તેમના સ્વભાવ જેવી સાદી હતી. મોટાઇ કે દંભનો અંશ નહતો. સાહિત્ય ને કાવ્યનાં શોખીન હતાં, અને તે વિષેની ચર્ચા કરવામાં તત્પર રહેતાં. એમનો ગુસ્સો વિદ્યુત્સમ હતો, પણ અંતઃકરણ એટલું નરમ હતું કે પોતાની ભૂલ જોતાં રડી દેતાં. મ્હારા ધણીઆણીના અવસાનથી પોતાની સગી બ્હેન ગુમાવ્યાનું દુઃખ એમને થયું, અને તે પછીના અમારી વચ્ચેના દરેક મેળાપ વખતે આંખમાંથી આંસુ સારતાં. તેમના ગુણ અને લાગણીનાં વર્ણન થઈ શકે તેમ નથી. તેમનામાં અનુકરણ કરવા જેવું ઘણું હતું.

પરમેશ્વર એમના આત્માને શાન્તિ આપો!



# ભાનુ.

**ભા**નુના પ્રકાશ વગર સર્વત્ર અંધકાર હોય છે. પુષ્પો ક્યાથી ખીલે ? પમરાટ ક્યાંથી આવે ? આત્માને શાન્તિ ક્યાંથી વળે ? ભાનુ વિના સંસાર સુનો લાગે કે નહિ ?

બ્હેનડી ! આજે અમારી એવી દશા છે, જેવી ભાનુ વિના સંસારની.

તું અમારા આત્માની ભાનુ હતી; અમારા અંતરમાં તારી આંખડીનો પ્રકાશ કેવો અલૌકિક પડતો !

તારા શબ્દો, પુષ્પો સાથે સરખાવું ? ના, ના, પુષ્પોનો પમરાટ તો પળવાર–ખીલે ત્યાં સુધી; પછી કરમાઈ જાય. તારા શબ્દોનો પમરાટ હજી અમારા જીવનમાં મહેક મહેક થઇ રહ્યો છે બ્હેનડી !

તારૂં હાસ્ય હૈયાં હરનારૂં; તારી મમતા હૃદયને રેલાવનારી; તારો આદર અંતરમાં સાગર સમાન ભરતી લાવનારો.

**ભા**નુ, તું સ્વર્ગની જ્યોત હતી.

તારા સહવાસમાં આવેલાં સર્વ કહેશે–તારી નિર્દોષ મુખાકૃતિ જેણે જોઈ હશે તે સૌ કોઇ કહેશે કે, "**ભા**નુ તો સ્વર્ગની જ્યોત હતી."

એ જ્યોત જગત્‌માંથી અલોપ થઈ ગઈ–સ્વર્ગના આંગણાં અજવાળવા ચાલી ગઇ.

અમારા માટે રહ્યો અંધકાર.

તું તો મને સગા ભાઇ સમાન ગણતી. જાણે બીજો જગુ–બીજો ઇસુ. આંખમાં ભાઇના હેતનો ચમકાર, મુખમાં મીઠાં અમી. પણ સ્વર્ગની દેવીમાં તે એજ હોયને !

**ભા**નુ, તું જતાં મેં કોઇક વસ્તુ ખોઇ છે એની કીંમત આંકતાં અંકાતી નથી.

તું જ્યાં હો ત્યાં મારી આ સ્મરણાંજલિ સ્વીકારજે, બ્હેનડી !

**શારદા.**

# પ્રેમાળ ભાનુને!

**ભાનુ**! તારાં સ્મરણો તાજાં છે અને કાયમ માટે પણ તાજાં રહે તો હું નવાઇ ન માનું.

કરોડોની મેદનીમાં લાખોના સહવાસમાં હજારોની લાગણી જીતી ગઈ છે. કુટુંબને ઉજ્જવળ કરી ગઈ છે. માન પામીને ગઈ છે. ખમા ખમા કરતી મહારાણી જેમ ગઇ છે; અને અંતે પણ રામનું સ્મરણ કરતી ગઇ છે.

તારૂં મોત નહોતું, પણ તે દિવસે મ્હોટો ઉત્સવ હતો. દરેકને પ્રેમનો પાઠ હૃદયમાં શીખડાવીને, પાષાણને પણ પીગળાવી, સૌને અજબ મીઠાશ આપીને ગઇ છે. તેની મીઠાશ તો તારા સહવાસમાં આવનારા સૌ કબુલ કરે છે, જીવનમોક્ષની લ્હાણ તું જીતી ગઇ છે.

શારીરિક સંપત્તિ ભલે ન મળી, પણ હૃદય સંપત્તિની તો મણા જ નહોતી. ફુલ જેવી દેખાવમાં હતી, પણ લાગણીમાં તો પાષાણ જેવી હતી કે જેના ઉપર તું બોજો નાખતી તો તેને સહન કરવા જેટલી પણ શક્તિ નહોતી.

આત્મિક રહસ્ય અને પ્રેમવિજય એ જ તારો પાઠ હતો.

ભલે! ભલે! વ્હાલી પ્રેમાળ **ભાનુ**! તારો મામો હૃદયથી ઉચ્ચારે છે કે, તું ગઇ તો ભલે ગઈ. વિજય કરી તારૂં સૌભાગ્ય લઇને ગઇ છે. તારૂં સ્મરણ એ જ અમારૂં ગૌરવ છે, અને એ જ અમારી પરમ શાન્તિ છે.

જામ્બુલવાડી,
મુંબાઈ.

**નારણદાસ પ્રાણજીવનદાસ.**

# ગુણિયલ ભાનુ બ્હેન !

## કુ૦ ચંદ્રાવિનઃ 'ગિરિવિલાસ,' પંચગની.

પોતે ભલે વેઠી લે, પણ બીજાને સુખી કરવાનો પ્રયત્ન કરે. આવી વૃત્તિ તો જગત્‌ના કોઈ વીરલ મનુષ્યોમાંજ હોઈ શકે; આ પ્રકારની વૃત્તિ આર્યોએ જ્યારે એમના આદર્શો રચ્યા તે વખતની આર્યાઓમાં આર્ય–ગૃહિણીઓમાં હતી, એમ કહેવાય છે. આવીજ વૃત્તિ **ભાનુબ્હેનમાં** પણ હતી. એમનુ ભલે માથુ દુઃખતું હોય કે એવી કોઇ બીજી વેદના થતી હોય પણ એમની જોડે વાત કરવા કોઈ આવ્યું હોય તેની જોડે એ હસીનેજ વાત કરે. તેમનાથી અશક્તિને લીધે પથારીમાંથી ઉઠાતું નહી હોય, પણ એમના કોઈ અતિથિના આતિથ્યમાં કાંઈ ઉણપ નાહી રહી જાય એની એમને ચિંતા રહેતી, અને આમ એ પચાસ ફેરા ખાઇ આવે. કોઇ એમને ત્યાં કાંઈ આશાયે આવ્યું હોય, પછી તે ગરીબ હોય કે શ્રીમંત, પણ એ નિરાશ પાછું નહી ફરે, એની એમને સદાયે કાળજી રહેતી. આમ એ બીજાઓને સુખી કરવા પ્રયત્ન કરતાં, ત્યારે એમના પોતાના મનુષ્યોને માટે એમણે કેટલુંયે કર્યું હશે ?

એક વખત, કોઇક પ્રસંગે મને એમણે આમંત્રી આ પ્હેલાં એમને હું ઓળખતી પણ નહીં, અને જોયેલાં પણ નહીં. તેજ દીવસે એમના સ્નેહભર્યા આતિથ્યે અને મીઠાશભરી, કંઇક સંસ્કારીતા નીતરી આવે એવી વાતોથી હું અંજાઈ; આ એમનું પ્હેલું સ્મરણ.

પછી તો મને એમના આમંત્રણની એ પરવા ન્હોતી. અઠવાડીયામાં એકાદ દીવસ એક કલાક પણ ભાનુબ્હેન પાસે ગાળ્યા વિના કેમ ચાલે? આમ મને થતું. એમનામાં કંઇક એવું હતું કે જેને લીધે એમની આજુ બાજુ એક પ્રકારનું શાન્ત, મીઠું વાતાવરણ છવાતું. આ વાતાવરણે હું આકર્ષાઈ એમ કહું તો ચાલે. અને આમ એ મને સ્વજનથી પ્રિયતર લાગતાં.

મારે પંચગની છોડીને મુંબઈ જવાનું હતું. અવકાશ ન્હોતો તોએ ભાનુબ્હેનને મળ્યા વિના કેમ ચાલે? ત્યાં તો એમણે જ મને બોલાવી અમે વાતો કરી, રમ્યાં, અને હસ્યાં, ખુબ જ હસ્યાં. મેં એમને આવું હસતાં કદી જોયાં ન્હોતાં. મેં પૂછ્યું, "આજે તમે કેટલાં બધાં હસો છો?" એમણે કહ્યું, "આપણે કોઇની સાથે હસતાં છૂટાં પડીયે, તો ફરીથી હસતાંજ મળીયે." પણ મારા નશીબમાં આવું હસતા મળવાનું ન્હોતું. દુર્ભાગ્યે મારા માટે આ એમનું છેલ્લું સ્મરણ હતું. એ નથી, પણ એમનાં આવાં સ્મરણો, કેમ વિસરાય?

એ શાન્ત હતા પણ પ્રભાવશાળી ન્હોતા એમ ન્હોતું; એમનામાં સાદાઈ હતી, પણ છટાએ હતી; એ સરલ હતાં પણ બીજાને આકર્ષવાની એમની પાસે શક્તિ હતી; એમનુ ઔદાર્ય, સૌજન્ય, ભલાઇ, અપ્રતિમ હતાં, પણ ગૌરવહીણાં ન્હોતાં. આવાં આવાં ભાનુબ્હેન એ નથી, છતાં કેમ વિસરાય?



स्मृति

**ભા**નુ બ્હેનનો પહેલો મેળાપ એમને ક્ષયની વ્યાધી હોવાથી બ્હાર નીકળવાની મના હોવાથી એમને તરવેણી જોડે કહાવ્યું, "મને ગમતું નથી, જીજીમાને કહેજો કે આવે." હું ગઈ અને પહેલો પરિચય થયો. મને લાગ્યું કે એમનું જ્ઞાન, વિનય, અને જીવન ઉદ્યોગી છે. થોડે થોડે દિવસે મળીએ તો ખોટું નથી.

ત્યાર પછી અમે મહીનામાં ઘણી વખત મળતાં. એ અમારે ત્યાં આવતાં, હું છોકરાં તેડી એમને ઘેર જતી; આથી પરિચય વધ્યો.

એમનામાં ભક્તિ, વિનય, વિવેક, ગૃહસ્થપણું, કોની જોડે કેમ વાત કરવી વિગેરે હતાં. સર્વે વાતે સંસ્કારી હતાં, એમ તો કહ્યાં વિના ચાલે તેમ નથી. પંચગનીમાં એમની ખોટ પડે છે. એમના વ્યાધિએ એમને દુઃખ દીધું. જ્યારે જઈએ ત્યારે એમનું મુખ હસતું દેખાય. પ્રભુ એમના આત્માને શાન્તિ આપો!

'ગિરિવિલાસ,' પંચગની. **જીજીમા.***

*શ્રી. કનૈયાલાલ મુનશીના માતુશ્રી.

# અ. સૌ. ભાનુબ્હેનનાં સંસ્મરણો.

**ડૉ. ઊમરાવસિંઘ રામસિંઘ.** એસ. એ. એસ.
(ઇંદોરની કીંગ એડવર્ડ હોસ્પીટલના માજી પેથોલોજીસ્ટને બેકટ્રીઓલોજીસ્ટ)
હાલ: મેડીકલ પ્રેકટીશનર; મ્યુનીસીપલ કાઉન્સીલર; ઓનરરી બૅંચ મેજીસ્ટ્રેટ-નડીઆદ.

અ. સૌ. શ્રીમતી **ભાનુબ્હેન** ગર્ભશ્રીમંત હોઈ, પ્રભુકૃપાથી શ્રીમંતને ત્યાંજ લગ્ન થયું હતું. બન્ને તરફથી લક્ષ્મિની પૂર્ણ કૃપા હોવા છતાં બ્હેનને કોઇ દિવસ લક્ષ્મીનો ગર્વ થયો નથી.

મને બ્હેનની મુલાકાતનો સુયોગ મારા મિત્ર કવિ રઘુનાથને ત્યાં ૧૯૨૨ ની સાલમાં પ્રાપ્ત થયો હતો. તે વખતે તેઓની સાથે તેમના ભાઇ જગમોહનદાસ, અને તેમનાં પત્ની અ. સૌ. કૃષ્ણાબ્હેન હતાં. શ્રીમંતાઇને છાજે તેવું બધું સાધન સાથે લઈ બ્હેન એમના સ્નેહી કવિ રઘુનાથને ઘેર આવ્યાં હતાં. કવિએ મને કહ્યું કે, "એમનાં મુંબાઇના સ્નેહીઓ એમને ત્યાં આવ્યાં છે, અને મને મળવા માગે છે." તેથી હું કવિની સાથે ત્યાં ગયો. જોયું તો મેડા ઉપર, જમીન ઉપર બે ત્રણ સરસ પથારીઓ પાથરેલી; ભાઈ બ્હેન વગેરે ઘણાં જ આનંદથી બેઠેલા. વાતચીતના સપાટા ચાલતા હતા, અને જાણે પોતે પોતાના મુંબાઇના આલીશાન બંગલામાંજ બેઠાં હોય તેટલા જ આનંદમાં હતા. હું પણ તેમની સાથે વાતચીતમાં ભળ્યો. એકાદ કલાક બેઠો હોઇશ. "પછી ફરીથી મળીશ." એમ કહીને ઉઠયો. કવિ પણ મારી સાથે ઘરના બારણા સુધી આવ્યા. ત્યાં મને એકલા

કવિની જોડે વાત કરવાનો પ્રસંગ મળ્યો. મેં કવિને કહ્યું, "ભાઇ, આપણે તો સાધારણ સ્થિતિના માણસ, અને એવા શ્રીમંતો આપણે ત્યાં આવે તો, જુઓ, એમને કેટલી તકલીફ વેઠવી પડે છે? વાસ્તે તમો કોઇ સારા મકાનની તજવીજ કરો, જેથી એમને જરા વિશેષ સગવડ મળે. આ મકાનમાં દાદર બીલકુલ ખરાબ છે. ઉતરતાં ચઢતાં કોઈ પડી જશે. પથારી ઉપર પણ છાપરામાંથી પાણી ટપકે છે." કવિએ આ બધી વાત કબુલ કરી અને કહ્યું કે, "એમને કહો." તેથી હું ફરીથી મેડે ગયો અને કવિની પાડોશમાં જ એક નવું મકાન તૈયાર થયું હતું ત્યાં જઈ આરામથી રહેવા કહ્યું. તરત જ બ્હેન બોલી ઉઠ્યાં, "ના, ના, ડૉકટર અમે અહીંઆં ઘણાં જ આરામમાં છીએ અને અમને કોઈ પણ જાતની તકલીફ નથી. તમો કોઈ પણ જાતની અમારી ફીકર કરશો નહિ." બ્હેનનું આ વાકય એમના શુદ્ધ હ્રદયનું જ હતું, તે હું એમના ચ્હેરા ઉપરથી સમજી ગયો, એટલે પછી મેં એમને એ વિષે કંઈ પણ આગ્રહ કર્યો નહિ; બ્હેન અત્રે પાંચ છ દીવસ રહ્યાં હતાં. હું એમને રોજ સવાર સાંજ મળવા જતો હતો, તે વખતે હું એમને આનંદમાં જ જોતો, અને જાણે પોતે પોતાના મુંબાઇના બંગલામાં રહેતાં હોય તેવી જ રીતે અત્રે પણ એક સાદા જીર્ણ ઘરમાં વિના સંકોચે આનંદમાં રહેતાં. એમની આ સાદાઇએ મારા ઉપર ઘણી જ અસર કરી અને હું પણ એક પદાર્થપાઠ શીખ્યો. બ્હેનની બીજી મુલાકાત ૧૯૨૭ માં થઈ અને તે પણ નડીઆદમાં જ અને કવિના પોતાના જ નવા અને સુંદર મકાનમાં. આ વખતની મુલાકાતનું માન બ્હેનના નાનાભાઈ ઇશ્વિરદાસને ઘટે છે. આ મુલાકાત જો કે દુઃખદ હતી, પણ પછીથી ઘણી જ આનંદદાયક નીવડી. તેનું માન પરમકૃપાળુ ઇશ્વિરને ઘટે છે. પ્રભુ કૃપાથી ઇશ્વિરદાસને આરામ થયો. આ વખતે બ્હેન અત્રે પંદર વીસ દીવસ રહ્યાં. આ વખતે મને બ્હેનનો વિશેષ પરિચય થયો.

ત્રીજી અને આ ફાની દુનિઆની છેલ્લી મુલાકાત પંચગનીમાં 'એઓ-લીયન ટેરેસ'માં તા૦ ૯-૭-૧૯૨૮ ને રોજ સવારમાં દસ વાગે થઈ હતી. આ મુલાકાતનું માન અ. સૌ. બ્હેન ભાનુદેવીને જ ઘટે છે.

બ્હેનની સારી હાલતમાં બ્હેન પોતે જ કાગળ લખતાં, પણ ઓપ-રેશન થયા પછી, બ્હેન દિવસ દિવસે અશક્ત થવા લાગ્યાં. અને જાતે કાગળ પણ લખવા બંધ કર્યા, પરંતુ એ લખાવતાં, અને એમના સમાચાર મને જગુભાઈ, ઇશ્વિરદાસ, અને કવિની મારફત પંચગની અથવા તો મુંબાઇથી મળતા. બ્હેન મને નડીઆદ બે વખત મળ્યાં, તે દરમ્યાન મને 'એક પણ વખત પંચગની આવો' એમ વારે ઘડીએ કહેતાં અને જ્યારે જ્યારે એમના પત્રો આવતા, ત્યારે હમેશાં પંચગની આવવા લખેલું જ હોય. જગુભાઇના કાગળ ઉપર કાગળ આવવા માંડ્યા, ત્યારે જવાબમાં મેં લખ્યું, 'હું તા૦ ૧૦ મી જુલાઇ સુધીમાં મુંબાઇ આવીશ.' આ કાગળનો જવાબ જગુભાઇએ તા૦ ૪-૭-૨૮ ને રોજ લખી અને ટપાલમાં નાંખ્યો જે કાગળ મને તા૦ ૫-૭-૨૮ ને રોજ હંમેશ મુજબ સવારે ૯-૩૦ વાગે મળ્યો. (એ કાગળ મારી પાસે છે). પણ જે વખતે આ કાગળ રાત્રે મેઇલ ટ્રેઇનમાં હશે, અને હું નડીઆદમાં મારા ઘરમાં રાત્રે ભર ઉંઘમાં હતો, તે વખતે મને સ્વપ્ન આવ્યું. તે સ્વપ્નમાં, મેં બ્હેને દેહ છોડ્યો એવું જોયું. હું ચમક્યો, ઉઠ્યો, જોયું તો ઘડીઆલમાં પાંચ વાગેલા. હું ઘણો જ વિચારમાં પડી ગયો કે આ સ્વપ્નનો અર્થ શો ? છેવટે એ જ નિર્ણય થયો કે મળવું હોય તો પંચગની જવું, નહિ તો પછી મેળાપ નથી. સવારે કાગળ મળ્યો. અંદર જગુભાઈ લખે છે, "તમે જો તા૦ ૧૦ મી પહેલાં આવનાર હો તો વહેલા આવો તો ઘણું સારૂં. તમારી રોજ વાટ જોઉં છું. તમો જરૂર આવશો." ફરી પાછું ઇંગ્રેજીમાં લખે છે, "Please try to come early if at all you are coming. I am waiting for you only."

કાગળ વાંચ્યો, હું સમજ્યો, હાલત ઘણી ખરાબ થઈ ગઈ હશે તેથી જગુભાઈ આમ લખતા હશે. સ્વપ્નામાં રાત્રે બ્હેનનો સંદેશો, અને સવારમાં ભાઇનો કાગળ. મેં નક્કી કર્યું કે જવું, પણ ગભરાયો કે બ્હેનની મુલાકાત થશે કે નહિ. મેં જગુભાઇને કાગળ લખ્યો, તેમાં લખ્યું, 'હું પહેલી મેઇલમાં નીકળીશ, પણ જો તમારો તાર મને મળશે તો આવીશ.' મારા લખવા મુજબ મને જગુભાઇએ તાર કર્યો. તાર વાંચ્યો, હું સમજી ગયો કે બ્હેન જીવે છે. લખ્યા પ્રમાણે હું રાત્રે પહેલી મેઇલમાં મુંબાઇ જવા નીકળ્યો. મુંબાઈ પહોંચ્યો. જગુભાઇને મેં પૂછ્યું, 'પંચગની ક્યારે જઇશું?' જગુભાઇએ કહ્યું, "કાલે, અગર તો આજ રાત્રે." મેં કહ્યું, "આજ રાત્રેજ. કારણ કે મારે ઝટ બ્હેનને મળવું છે." હું અને જગુભાઇ રાતની ગાડીમાં મુંબાઇથી નીકળી પંચગની તા૦ ૯–૭–૨૮ ની સવારે ૧૦ વાગે 'એઓલીયન ટેરેસ'માં પહોંચ્યા. બ્હેનને ખબર પડી, ત્યાં પછી પૂછવુંજ શું? "બોલાવો, બોલાવો, એકદમ બોલાવો." ત્યાં તો પછી ઇશ્વિરદાસ એકદમ આવ્યા અને કહ્યું, "ચાલો, ચાલો, બ્હેન એકદમ બોલાવે છે." હું પણ બધાંને મળ્યા વગર એકદમજ બ્હેનના આલીશાન ઓરડામાં ગયો. બ્હેને જોયો પછી તો કહેવાનું જ શું? હું જેવો બ્હેનના પલંગની સામે જઇને ઉભો ને બ્હેનના મ્હોં સામું જોયું ત્યાં તો બ્હેનનું હૃદય ભરાઈ ગયું, અને બન્ને આંખોમાંથી અશ્રુધાર શ્રાવણ અને ભાદરવાની માફક ચાલવા લાગી. મોં હાલે, પણ સ્વર નીકળેજ નહિ. બ્હેનની હૃદયની લાગણી અશ્રુધારા વાટે વહેવા લાગી. હું પણ સ્તબ્ધ થઇ ગયો. મારૂં અંતઃકરણ ભરાઈ ગયું. હું એકદમ બ્હેનના ઓરડામાંથી બહાર નીકળી ગયો કારણ કે બ્હેનની તબીયત વધારે ખરાબ થવાની ધાસ્તી લાગી. હું બહાર જઇ, મોં ધોઇ શાંત થયો, એટલામાં તો બ્હેને ફરી બોલાવ્યો. મેં કહાવ્યું કે, "તમો શાંત થાઓ, પછી આવું."

એટલે તેમણે કહાવ્યું કે, "હવે સારૂં છે;" એટલે હું ફરીવાર ગયો. જતાં જ પાછું બ્હેનનું હૃદય ભરાયું. મેં કહ્યું, 'બ્હેન શાંત થાઓ, નહિ તો પાછો જતો રહીશ,' એમ કહી એકદમ આડાઅવળી વાતો જ કરવા માંડી. એટલે પછી ચાર પાંચ મીનીટે બ્હેને હુંકાર ભરવા માંડ્યા, ને પછી તો અમે બન્નેએ નડીઆદ, મુંબાઇ વિગેરેની વાતો ચલાવી. પછી બ્હેને પોતાની તબીયતસમાચાર કહેવાનું શરૂ કર્યું, "બે બે વખત ઓપરેશન થયાં. તેમાં એક ઓપરેશન તો મેજર ટ્રેસીડરે (ગવર્નરના સરજન) કર્યું. અને બીજું ડૉ. બીલે (વાઇના મીશનના સરજન) કર્યું, અને હવે ડૉ. વકીલ પટી મારે છે. હવે ડૉ. વકીલનો આવવાનો વખત થયો છે. એ આવે એટલે પાટા છોડશે, અને પટી મારશે તે વખતે તમો જોજો." મેં કહ્યું, "સારૂં." થોડી વારે ડૉ. વકીલ આવ્યા. પાટો છોડ્યો, તો બે ઇંચ લાંબો ઘા, ને તેમાંથી આશરે અડધો શેર પરૂ નીકળ્યું. બ્હેન પોતે જમણા પાસા ઉપર ફરી ઉંધાં થઇ, ઊંડા શ્વાસ લઇ પરૂ કાઢતાં. આથી બ્હેનને ઘણું જ કષ્ટ પડતું, પણ બીચારાં સહન કરતાં. પટા પટીનું કામ પુરૂં કરી ડૉ. વકીલ ગયા પછી, બ્હેને મને પૂછ્યું, "કેમ લાગે છે ? મને મટશે કે નહિ." મેં તરત જ જવાબ દીધો, "હિંમ્મત રાખો. આ તો સાધારણ છે. એમાં શું ?" એમ કહી બ્હેનને હિમ્મત આપી. પણ હું તો સમજી જ ગયો કે આ મારી અને બ્હેનની છેલ્લી જ મુલાકાત છે, અને જેની ગોઠવણ પણ બ્હેને તેમ જ જગુભાઇએ કરી છે, નહિ તો આ મુલાકાત થાત જ નહિ. હું પંચગની ત્રણ દિવસ રહ્યો. બ્હેનની જોડે રોજ ખુબ આનંદથી વાતો ચાલતી પણ બ્હેન ભાવી સમજી ગયાં હોય તેમ મારે મોઢે કહેવડાવવાની તજવીજ કરતાં અને દિવસમાં બે ત્રણ વખત પૂછતાં કે, "તમે શું ધારો છો ?" મેં તો જવાબ ગોખી રાખ્યો હતો જ, તે તરત જ સંભળાવી દે તો કે, "હિમ્મત રાખો, આ તો સાધારણ છે. એમાં શું ?

મટી જશે." પંચગનીથી નીકળવું મારે વાસ્તે ઘણું જ મુશ્કેલ હતું પણ બ્હેનને ખુબ સમજાવ્યા પછી પોતે ખુશી થઈ રજા આપી અને હું તથા જગુભાઈ પંચગનીથી નીકળી પૂને આવી શેઠ રવીલાલભાઇને બંગલે ગયા અને ત્યાંથી થોડો વખત રોકાઈ મુંબઈ ગયા. હું તથા શેઠ જગુભાઈ જેવા ગૃહપ્રવેશ કરીએ છીએ ત્યાં તો અ. સૌ. કૃષ્ણા બ્હેને મને જ પહેલો સવાલ કર્યો કે, "બ્હેનને કેમ છે." મેં કહ્યું, "જરી ઘરમાં તો આવવા દો, પછી વાત." ઘરમાં ગયા. કૃષ્ણા બ્હેન મને હકીકત પૂછવા લાગ્યાં, મેં ટુંકામાં બધી હકીકત કહી અને છેવટે કહ્યું કે, 'મને બ્હેન વધારે વખત રહે તેમ લાગતું નથી.' આથી કૃષ્ણા બ્હેન ઘણાં જ દીલગીર થયાં અને રડવા લાગ્યાં. મેં એમને શાંત કર્યાં; મુંબાઇથી નીકળી નડીઆદ આવ્યો. હમેશ મુજબ પંચગની તેમ જ મુંબાઇથી કાગળ આવતા હતા, તેથી હું સમજતો હતો કે દિવસે દિવસે બ્હેનની તબીયત વધારે ખરાબ થતી જાય છે. છેવટે મને ખબર મળી કે બ્હેન તા૦ ૨૩–૯–૨૮ને રવિવારે દેવલોક પામ્યા. ખબર મળી કે તરતજ મને ઘણોજ ખેદ થયો પણ કરવું શું? મેં પ્રભુ-પ્રાર્થના કરી કે બ્હેનના આત્માને શાન્તિ આપો, અને બ્હેનની મુલાકાત બીજી દુનીઆમાં થશે જ જાણી મનને શાંત કર્યું.

મેં મારા થોડાજ પરિચયમાં જાણ્યું કે બ્હેન ઘણા જ નમ્ર સ્વભાવનાં તેમજ માયાળુ, હૃદયની લાગણીવાળાં, તેમજ ઉદાર સ્વભાવનાં હતાં, તેમજ પોતાના ઘરનાં માણસો તથા સગાંસંબંધી સાથે ઘણાજ પ્રેમથી વાતચીત કરતાં. ગમે તે પ્રકારે પણ કોઇના ઉપકારનો બદલો વાળવા ચુકતાં નહિ. ઘરના નોકર ચાકર વિગેરે સાથે પણ બ્હેન ઘણા માયાળુ-પણે વર્તતાં.

પ્રભુ બ્હેનના આત્માને શાન્તિ આપો.

શાન્તિ! શાન્તિ!! શાન્તિ!!!

## આર્ય સંસારનાં આદર્શ સાસુજી.

મારા સ્વર્ગવાસી પૂજ્ય સાસુજીના સદ્ગુણો તથા તેમનાં પ્રેમનો પરિચય લખવા ઇચ્છા થતાં હું એ સદ્ગત આત્માને આર્ય સંસારના અને ખાસ કરીને કપોળ જ્ઞાતિમાં આદર્શ સાસુ તરીકે ઓળખાવું છું, કારણ કે એ આત્મા એવો ઉદાર આનંદી અને પ્રેમી હતો કે તેણે કદી કોઇનાં મનને મન, કર્મ કે વચનથી નારાજ કર્યો નથી.

પુત્ર વધૂને પુત્રી તરીકે ગણતાં. સત્તાધારી સાસુની પેઠે સત્તા કે દમનનો દોર ચલાવતાં નહિં.

સંસ્કારી સતી સન્નારીમાં જેવા સદ્ગુણો જોઇએ તે બધા તેમનામાં હતા. એ બધા ગુણોનું વર્ણન કરતાં એક આખું પુસ્તક લખાય પણ તેમ ન કરતાં ટુંકામાં લખ્યું છે.

અંતે એ અમર આત્માને ઈશ્વર અનંત શાન્તિ આપે એવી પ્રાર્થના છે.

'ભાનુ વિલા'<br>
પંચગની.

લીલાવતી.



# ભાનુ બ્હેન !

ભાનુ બ્હેનનું આખું જીવન મારી નજર આગળ ઘડાયું હતું, તેથી તેના ગુણોનો ખ્યાલ કરૂં છું ત્યારે ત્યારે તેનો વિયોગ સર્વને કેટલો સાલતો હશે તેનો ખ્યાલ આવતો નથી.

અનેકના દુઃખોમાં ભાગ લેનાર બ્હેન ચાલ્યાં જતાં બહુ દુઃખ થાય છે.

જે જે તેના સહજ પ્રસંગમાં પણ આવેલ હશે તેને તેના સરળ સ્વભાવની છાપ પડ્યા વગર રહેલ નથી. મૃદુ સ્વભાવનાં અત્યંત સ્નેહાળ બ્હેને મારા ઉપર સગાભાઇની માફક પ્રેમ બતાવેલ તે વીસરાય તેમ નથી. છેવટે તે પ્રેમ ગયા ડીસેમ્બરમાં પંચગની ગયો ત્યારે અનુભવ્યો. આખા પંચગનીમાં તેના ગુણોનું ગાન અનેક મુખે સાંભળતો ત્યારે હૃદય ઉછળતું હતું. તેનું હૃદય કોઇના પણ મંદવાડથી દ્રવી જતું. તેવી નરમાસ ભાગ્યે જ બીજામાં જોઇ હશે. તેનું જીવન બહુ સાદુ બન્યું હતું અને પરમાત્મા પ્રત્યે ઢળ્યું હતું. તે શ્રીમંતાઇમાં જે ધોરણે રહેતાં હતાં તે પ્રશંસનીય હતું, તે હું તેમને કહેતો ત્યારે તેણે કહેલ કે, "મુંબઇના મોજશોખમાં મન નથી રાચતું. પંચગીનીની એકાંત જીંદગી પ્રિય છે." તેની નાની ઉમરમાં પણ તેમણે પીઢતા મેળવી હતી તે તેના કુટુંબ વ્યવહારમાં નજરે પડતી.

તેની તબીયતને અંગે અનેક ઉપચારો કર્યા છતાં બધા નિષ્ફળ નીવડ્યા તેથી કેટલું દુઃખ થતું હશે ?

સત્યાગ્રહ આશ્રમ,
સાબરમતી.

*નારણદાસ ખુશાલચંદ ગાંધી.

---

* પત્ર પરથી તારણ.

# મારો પરિચય.

**શ્રી૦ રવિલાલ** વૃ. **શાન્તિદાસઃ** 'શાન્તિ નિવાસ,' નેપીયન સી રોડ, મુંબાઈ.

સ્વર્ગવાસી અ. સૌ. બેન **ભાનુ**બેનનો પરિચય મને બાળવયથી જ હતો. અમે જ્યારે આજથી વીસ વર્ષ પહેલાં કોટની દ્વારકાદાસ બીલ્ડીંગમાં સાથે રહેતાં હતાં, ત્યારે અમે શિશુ વયનાં હોઈ સાથે રમતાં હતાં, તેમાં જ્યારે જ્યારે પણ રમતમાં મારે સ્વ. ભાઈ મંગળ તથા સ્વ. ભાઈ રણછોડ તથા મારી બેન ઝવેર તથા ભાઈ ખુશાલ વચ્ચે બાલ્ય રમતના ઝઘડાઓ મચતા ત્યારે તે બેન પોતે બધું સહન કરીને તે ઝઘડાઓ પતાવતી, અને ત્યારથી જ તે બેનનો આનંદી સ્વભાવ તથા સહનશીલતાનો મને પરિચય થયેલ. અમે દ્વારકાદાસ બીલ્ડીંગ છોડ્યા પછી લગભગ વચલાં અઢાર વર્ષ સુધીમાં વર્ષમાં ભાગ્યેજ એકાદવાર અમારે મળવાનો પ્રસંગ આવતો. પરંતુ બેન તો જ્યારે મળતી ત્યારે અગાઉના જેવા હસતે મુખડે બોલાવતી અને પોતાને વારંવાર ન મળવા બદલ મીઠો ઠપકો દેતી. અમારૂં ગામદેવીમાં રહેઠાણ થયું દરમ્યાન બેન **ભાનુ** પોતાના પતિ શેઠ રણછોડદાસ માધવદાસ સાથે પોતાના ગામદેવીના બંગલામાં રહેતી એટલે અનાયાસે અમારો પુનઃ પરિચય વધ્યો અને અમે પાછા જગુભાઇને ત્યાં વારંવાર મળતાં અને ત્યારથી જગુભાઈ સાથેનો પણ જુનો સંબંધ તાજો થયો.

પાછળથી બેન **ભાનુ**નું રહેઠાણ પંચગની થતાં જ્યારે પણ મુંબઇમાં આવતાં ત્યારે ભાઈ જગુને ત્યાં તેમને મળવાનો પ્રસંગ પ્રાપ્ત થતો. બેન

જેવાં મુંબઇમાં આવે કે તરત ભાઈ જગુની મારફતે મને મળવા સંદેશો કહેવડાવતાં. બેનને જ્યારે પણ હું મળતો ત્યારે પોતાના હૃદયની દરેક સુખદુઃખની વાતો મારી પાસે સગો ભાઇ માનીને જરા પણ સંકોચ રાખ્યા વીના કહેતાં. બેને તથા રણછોડદાસ શેઠે પંચગની આવવા મને બહુ આગ્રહપૂર્વક આમંત્રણ આપ્યું અને તે આગ્રહને વશ થઇને મારે ત્યાં જવાનો પ્રસંગ ઉપસ્થિત થયો. મારા ત્યાંના ટુંક રહેવાસ દરમ્યાન રણછોડદાસ શેઠે તથા બેને પોતાના શુદ્ધ પ્રેમની આગતાસ્વાગતાથી મને એવો તો વશ કર્યો કે જેનું વર્ણન કરી શકાય તેમ નથી.

હું પંચગનીથી આવ્યા બાદ બેન તરતમાં જ મુંબઈ આવ્યાં અને પાછા પંચગની જતી વખતે હું તેમને મળવા ગયો ત્યારે જાણે અમે ભાઇ બેન ફરી મળનાર જ ન હોઇએ એમ બેને પેટ ભરીને વાતો કરી લીધી. બેન મુંબઇથી પંચગની પહોંચ્યા બાદ માંદગીને બીછાને પટકાયાં અને જાણે કે તે માંદગી તેઓને વિખૂટાં પાડવાને આવી હોય, એમ અમને સર્વને લાગ્યું. અને અંતે અમારૂં એ ધારવું સત્ય નીવડયું; અને બેન અમારી સદા માટે વિદાયગીરી લઈ અમર પંથે પડયાં. મને ફક્ત એટલું જ ખટકે છે કે એમની છેલ્લી માંદગી દરમ્યાન તેઓએ મને અનેક પત્રો, સંદેશાઓ મોકલાવ્યા છતાં પણ મારાથી અન્ય પ્રવૃત્તિઓને અંગે તેમને છેલ્લી ઘડીએ મળવાને જઈ શકાયું નહિ. બેનમાં એક આર્ય સન્નારી તરીકેના સર્વ સદ્‌ગુણો વિદ્યમાન હતા, જેનો અનુભવ એમના પરિચયમાં આવેલા સર્વેએ અનુભવ્યો છે.

હું ઇચ્છું છું કે દરેક બેનો તેના ગુણોનું અનુકરણ કરીને પોતાના સંસારને શોભાવે.

પરમ કૃપાળુ પરમાત્મા પાસે મારી હૃદયની પ્રાર્થના છે કે બેનના આત્માને ચિર શાન્તિ અર્પો.

## મ્હારાં નણંદ.

હિન્દુ સંસારમાં સાધારણ રીતે નણંદ ભોજાઇને બારમો ચંદ્રમા હોય છે, પણ એ કથન મ્હારા નણંદે સાવ ખોટું પાડ્યું હતું.

મ્હારા પરની એની લાગણી અદ્‌ભુત હતી. દરજ્જામાં હું એની મોટી ભાભી હોવા છતાં એને જોતાંજ મ્હોટી બ્હેનનો ખ્યાલ થઇ આવતો. એના જેવાં નણંદો જે કુટુંબોમાં હશે તે કુટુંબો હિન્દુ સંસારમાં જરૂર કોઇ અપૂર્વ આનંદ ભોગવતાં હશે. એના ચ્હેરાપરનું હાસ્ય કદી સુકાતું જ નહિં. એ ઘરમાં આવ્યાં હોય ત્યારે જાણે હજારો માણસનો વસવાટ હોય એમ ઘર ભર્યું ભર્યું લાગતું. કોણ જાણે એને આ મિથ્યા સંસાર વ્હેલો છોડી જવો હશે તેથી જ એટલી બધી માયા લગાડી ગયાં કે જ્યારથી એ વ્હાલ સોયાં બ્હેન પરલોકવાસી થયાં ત્યારથી હું જીંદગીની કોઇ મોંઘામાં મોંઘી વસ્તુ ગુમાવી બેઠી હોઉં એમ અનુભવું છું. આ લોકમાં ન હોવા છતાં એની સુવાસ એટલી બધી છે કે મ્હને તો એમજ લાગે છે કે મ્હારાં નણંદ હજી પંચગનીજ છે.

પ્રભુ એ સ્વપ્નાને સ્વપ્નું જ રાખશે, એ કલ્પના આવતાં, હૃદય એ દિવ્યાત્માને ચરણે અશ્રુ અર્પી રહ્યું છે.

'હરનિવાસ,
મુંબાઈ.

કૃષ્ણા.

# ભાનુ બ્હેનના સંસ્મરણો.

**શ્રી. હિરાલાલ ચુનીલાલ મણિયાર: પાટણ (ગુજરાત).**

સને ૧૯૧૭ થી ૨૦ સુધી ગ્રાંટરોડની પ્રોપાયટરી અને ફ્રોર્ટ હાઇ-સ્કુલમાં હું અને મારા અભ્યાસ કરતા મિત્રો કે જેઓમાંના ઘણા **ભાનુ** બ્હેનના નિકટના સગા અને સંબંધીઓ હતા તે સર્વને, તેજપાળરોડપર આવેલ તેમનો બંગલો (**ભાનુ** મેન્શન) જે અમારી નીશાળથી ઘણો નજદીક હોવાથી બપોરની રજામાં ચ્હા-દુધ પીવા અને નાસ્તો કરવાનું, **ભાનુ** બ્હેનનું હમેશનું આમંત્રણ હતું. બપોર થાય એટલે એમના રસોડામાં ચ્હા-દુધના કપ અને નાસ્તાની રકાબીઓ ખખડે; અમારી યુવાન ટોળીએ ઘણી વખત તોફાનમાં તેમના કપ રકાબી ફોડ્યાં હશે, ચ્હા-દુધ ઢોળ્યાં હશે, નાસ્તો વધારે લઇ છાંડ્યો હશે, ફર ફર્નીચર ભાંગ્યું હશે, દાદર ચઢતાં બંગલાની ભીંતો પણ અમોએ પેન્સીલથી બગાડી હશે, છતાં **ભાનુ** બ્હેન અમારી ટોળીમાંથી કોઇ ભાઇ ઉપર ગુસ્સે થયાં હોય, કે તેમની ઉદારતા સંકુચીત કરી હોય એવું મને નથી સાંભરતું.

૧૯૨૬ માં મુંબઇમાં ભાઈ ઇશ્વિરને બ્રોન્કો ન્યુમોનીઆની જીવલેણ માંદગી હતી, ડૉકટરોએ તો હાથજ ખંખેરેલા કે, "હવા ફેર સિવાય દર્દી બચવો મુશ્કેલ છે," એજ અરસામાં ભાનુ બ્હેન પંચગનીથી ભાઇને જોવા અને ડૉકટરો રજા આપે તો લેવા મુંબઇ આવ્યાં હતાં. એમની દરખાસ્ત સર્વાનુમતે પસાર થઇ અને દર્દીને પંચગની લઈ જવાની તારીખ મુકરર

થઇ. મને પણ ભાનુ બ્હેને પંચગની માટે તૈયાર થવા કહ્યું. હું મારૂં કામ આટોપી પંચગની પ્હોંચ્યો. કેરીની ધીકતી મોસમ હતી પણ શ્રી શત્રુંજય તીર્થ બંધ હોવાથી મારે કેરીનો ત્યાગ હતો, પણ ભાનુ બ્હેન ખાસ મારા માટે રોજ નવી નવી વાનીઓ કરાવતાં. ભાઇ ઇશ્વિર છાસના પ્રયોગપર હતો, ભાનું બ્હેનને પણ તેમના ક્ષયના દર્દનો ધર જમાઇ તાવ અવરનવર ખબર લઇ જતો એટલે તેઓ ઘણું ખરૂં પોતાના ઓરડામાં જ ભાણું મંગાવીને જમી લેતાં. એક બાળક કરતાં પણ ઓછો જેનો ખોરાક છે, એવાં બ્હેન સાથે મારા જેવો મ્હેમાન જો કોઇ જમવા બેસે તો જરૂર ભુખ્યો ઉઠે, પણ મારા માટે ભાનું બ્હેન ભટ્ટને ખાસ કાળજી રાખવાનું કહેતા.

મુંબઇના તેમના એક નિકટના પરિચિત શ્રીમંત દમ્પતી શેઠ ગોપાળદાસ નથ્થુભાઈ અને સ્વ. સૌ. કૃષ્ણાબ્હેન જેઓ તે વખતે બેંગલોર રહેતા હતા, અને જેમનું ભાનુ બ્હેનને બેંગલોર આવવાનું ઘણા વખતથી આમંત્રણ હતું. છાસના પ્રયોગથી ભાઈ ઇશ્વિરની તબીયત કાંઇક સુધરવા માંડી અને વજન વધવા માંડયું એટલે તેમને બેંગલોર જવાનું ઠર્યું, અને જતી વખતે ઘરના બધાને ભાઈ ઇશ્વિર માટે ખાસ કાળજી રાખવાનું, અને રોજ એક પોષ્ટકાર્ડ લખવાની ભલામણ મને કરતાં ગયાં. બેંગલોરમાં પુરા વીશ દિવસ પણ રહ્યાં નહિં હોય, ત્યાં ભાઈ ઇશ્વિરની તબીયતના સમાચાર પુછાવવાના તેમને છ થી સાત તાર કર્યા હશે. ચોમાસાની ભર વર્ષાઋતુમાં ભાઇ ઇશ્વિરને છાસનો પ્રયોગ અનુકૂળ ન આવ્યો. શરદીને લીધે સોજા વિગેરે આવી ગયાના સમાચાર ભાનુ બ્હેને સાંભળ્યા કે તરત તેઓ પંચગની આવ્યાં, અને ભાઈ ઇશ્વિરને છાસનો પ્રયોગ બંધ કરાવીને દુધનો પ્રયોગ શરૂ કરાવ્યો. બેંગલોરથી ભાનુબ્હેન ઘણી જાતના વાસણો વીગેરે ચીજો ખરીદીને લાવ્યાં હતાં તેની વ્હેંચણી કરતાં મારા માટે ખાસ ખરીદીને લાવેલ એક હાથીદાંતની બુદ્ધની મૂર્તિ અને કેટલાક

પીત્તળના વાસણો તેમણે મને આપ્યા. ભાઇ ઇશ્વરની માંદગી દરમ્યાન ઘરના બધા સાંભળે તેમ રોજ સ્હવારે ગુજરાતી રામાયણ હું વાંચતો, "પિતાશ્રીનાં વચન ખાતર રામચન્દ્રજીએ સ્વેચ્છાએ સ્વીકારેલ વનવાસ"નો પ્રસંગ સાંભળતાં દરેકની આંખો આંસુઓથી ભીંજાયેલી અને ભાનુ બ્હેન તો એક બાળકની માફક ધ્રુશકે ધ્રુશકે રડેલાં મને હજીએ સાંભરે છે.

ભાનુ બ્હેનને જ્યારે પંચગની રહેવાનું થયું ત્યારથી ભાગ્યે જ કોઇ ગુજરાતી કે હિન્દી ચોપાનીયું બાકી હશે જે તેમને ત્યાં નહિં આવતું હોય. ખાસ કરીને ધાર્મિક સાહિત્ય પ્રત્યે તેમનો ઘણો જ પ્રેમ હતો. નબળાઇને લીધે તેઓ લખી ન્હોતાં શકતાં, પણ પ્રત્યેક માસિકો વાંચી અને વિચારી શકતાં હતાં. પંચગનીમાં તેમનું ખાનગી પુસ્તકાલય અને માસિકોનો ઉદ્ધાર તેમણે મારી પાસે કરાવેલો અને કહે કે, "હજુ ત્હારી પાસે મુંબઇનાં પુસ્તકોનાં કબાટ પણ વ્યવસ્થિત કરાવવાં છે." તેમની હયાતીમાં પંચગનીમાં એમને જ્યારે બંગલો બદલવો પડ્યો ત્યારે બધાં પુસ્તકો તેમણે ત્યાંની શેઠ વાડીલાલ સારાભાઇની સેનિટેરીયમમાં દર્દીઓને વાંચવા સારૂ અર્પણ કર્યાં.

તેમની છેલ્લી અને ગંભીર માંદગી જ્યારે મેં પાટણમાં સાંભળી ત્યારે ઘણા દિવસ પછી મને પંચગની આવવાનો પ્રસંગ મળ્યો. વર્તમાન તેમજ પૂર્વ જન્મમાં ભાનુ બ્હેને આખી જીંદગી દરમ્યાન કોઇને રીબાવ્યા હોય કે દુઃખ આપ્યું હોય એવો એક પણ દાખલો નથી જડતો, પણ તીર્થંકર જેવા મહાપુરૂષોને પણ કર્મ નથી છોડતું. ભગવાન મહાવીરના જીવે પાછલા એક જન્મમાં સત્તાના મદમાં આવીને એક માણસના કાનમાં ગરમ ગરમ શીશાનો રસ રેડ્યો હતો તેનો બદલો ભગવાનને ભરવાડના જીવે કાનમાં ખીલા ઠોકીને વાળ્યો હતો. પંચગની ગયો ત્યારે તો ભાનુ બ્હેન

કહે કે, "કેમ હિરાભાઈ, હવે તો બે મહિનાની પથારીને ?" તેમના ડ્રેસીંગની વેદનાઓ અસહ્ય હતી, દિવસના એક બે વખત મળીને આઠથી દશ ઔંસ જેટલી રસી નીકળતી અને ભાઇ કવિ તથા નર્સ વીગેરે મળીને ડ્રેસીંગ કરતાં. મારી જવાની તારીખ હું ભાનું બ્હેન આગળ પ્રગટ ન્હોતો કરી શકયો, પણ ભાઇ ઇશ્વિરની તબીયત બગડવાથી તેને મુંબઇ જવું હતું તેણે પોતાનો વિચાર બ્હેન આગળ પ્રગટ કર્યો, અને મારો પણ જવાનો વિચાર ભાઇ ઇશ્વિર મારફત બ્હેને જાણ્યો એટલે મને બોલાવ્યો. ગદગદિત સ્વરે આંખમાં આંસુ સાથે મને રોકાવા આગ્રહ કર્યો, મેં મારી વિટંમ્બણાઓ જાહેર કરી અને ફરી આવવાનું વચન આપી મેં તેમની રજા માંગી. નીકળતી વખતે મેં તો માની જ લીધું હતું કે બાજી હાથથી ગઈ છે, દિનપ્રતિદિન દીપકમાં તેલ ખુટતું જાય છે, એટલે આ જન્મમાં ફરી ભાનુ બ્હેનને મળીશ કે કેમ ? પાટણથી મારા ભાઇની માંદગીના સમાચાર મને મુંબઈ આવ્યા અને હું પાટણ ગયો અને મહિના પછી ત્યાં મે મારા એકના એક યુવાન સગા ભાઇને ગુમાવ્યો અને તેના મરણ બાદ પછી ભાનું બ્હેનના દેવગત થયાના સમાચાર મુંબઇથી ભાઇ કવીએ આપ્યા.

ચોપાટીપર સતત દશ વર્ષના વસવાટ દરમ્યાન ઘણા શ્રીમંત અને સભ્ય કુટુંમ્બો સાથે હું પરિચયમાં આવ્યો હોઇશ પણ ભાનુ બ્હેન અને તેમના પિતૃ કુટુમ્બનું સ્થાન તો મારા હૃદયમાં કાંઇક જુદું હતું અને હજી પણ છે. ભાનુ બ્હેને એક ધર્મનો બંધુ ગણીને પોતાના ઇશ્વિર કરતાં જરા પણ ઉતરતો મને નથી ગણ્યો. ભાનુ બ્હેનને ખુશામત પ્રિય ન્હોતી. તેમની સાથે મારો વસવાટ, પંચગનીમાં અમોએ કરેલો આનંદ, શીકારે જતાં એક મિત્રની સાથે મારૂં એક દીવસ ફરવા જવું, સંધ્યાકાળે ધુમ્મસ

અને વર્ષાદના કારણથી મારૂં બંગલામાં મોડું આવવું અને તે માટે ભાનુ બ્હેને આપેલ સખ્ત પણ મીઠ્ઠો ઠપકો, અને અહિંસાપર અમો ભાઈ બ્હેનનો થયેલ મીઠ્ઠો સંવાદ, અને એવા ઝીણા ઝીણા સ્મરણો લખવા બેસું તો મોટો ગ્રંથ તૈયાર થાય. લૌકિક દષ્ટિએ આ એમનું સ્મારક દુનીઆ ભલે માને પણ મારા હૃદયપટ પર તો એ બ્હેનનું ચિરંજીવ સ્મારક કાંઈક જુદું જ કોતરાયું છે, એ લખાયું કેમ લખી શકાય?

ધાર્મિક પુસ્તકો અને ચીત્રો ઉપર તેમને ઘણો જ પ્રેમ હતો, અને મુંબઈ તેમજ પંચગનીના તેમના સુવા બેસવાના ઓરડાઓની ભીંતોપર એક પણ ચિત્ર એવું નજરે નહિ પડે જેમાં રાધા કે કૃષ્ણની મૂર્તિ ન હોય? કેટલાક તો તેમને ખાસ ખર્ચ કરીને ચિતરાવેલા. પિતૃ અને શ્વસુર પક્ષ ખાનદાન અને શ્રીમંત હોવા છતાં અમારી આજ સભ્ય કહેવાતી ગુજરાતણોની માફક આછા વસ્ત્રો પ્હેરતાં મેં એ બ્હેનને કોઈ દીવસ નથી જોયાં. શ્રીમંત સ્ત્રીઓ ઘણું ખરૂં નિરૂદ્યમી હોય છે અને સ્ત્રીઓ સ્વભાવે નિંદાખોર કહેવાય છે, પણ એ અવગુણો એમનામાં ન્હોતાં. કૃપણતા કે નિરર્થક ઉડાઉપણું બન્ને એમનામાં ન્હોતા. સંસ્કારિતા, નિરભિમાનપણું અને ઉદારતા આદિ ગુણો તેમના પિતૃ પક્ષ તરફથી વારસામાં ઉતરી આવેલા હતા, ઘણા નિરાશ્રિત દુઃખી માણસોને તેમણે છુટે હાથે મદદ આપી છે, અને તેમનો અસ્ખલિત દાનનો ઝરો તો તેમના પ્રાણ વાયુ સાથે જ પંચગનીમાં લય થયો. શ્રીમંત તેમજ ગરીબ દરેક પ્રત્યે તેમની સમાન દષ્ટિ, યોગ્ય સત્કાર, એક નિર્દોષ બાળક જેવો તેમનો હસમુખો ચહેરો, નમ્ર મળતાવડો સ્વભાવ, અખૂટ સમૃદ્ધિ છતાં પણ અજબ સાદાઇ, ઉત્કૃષ્ટ ધર્મભાવના, સહનશીલતા, નિરભિમાનપણું, નાની ઉમ્મર છતાં એક વયોવૃદ્ધ ડોશીમાં જેટલું તેમનું ડહાપણ અને વ્હેવાર કુશળતા આદિ ગુણોથી અલંકૃત આ બ્હેન-

ને હું ઘણી વખત મીરાંબાઇના ઉપનામથી બોલાવતો. **ભાનુ બ્હેન** ટુંક જીવનમાં ઘણી યાદી મુકતાં ગયાં છે. અમૃતનાં ઘુંટડા તો સારી દુનીઆ પચાવે પણ ભાનું બ્હેને પોતાની યુવાવસ્થામાં જીવનના ઘણા સાંસારિક પ્રસંગોમાં સહનશીલ થઇને મીરાંબાઈ જેમ ઝેરના ઘુંટડાઓ પચાવ્યા છે અને એથી આજની ઉછરતી શ્રીમંત અને સ્વચ્છંદ પુત્રી તથા પુત્રવધુઓ માટે તો એમનું આખું જીવન એક પ્રોફેસરના શિક્ષણ કરતાં પણ વધારે સારી ગરજ સારે એવું અનુપમ હતું. જન્મ અને તેમાંયે વળી શ્રીમંતને ત્યાં તો ઘણાને મળે છે પણ જીવે છે થોડાં. **ભાનુ બ્હેન જીવી ગયાં, જીતી ગયાં.**



# અંજલિ.

## ગં. સ્વ. જેકોરબ્હેન.

(ઓધવજી સંદેશો કેજો શ્યામને) એ રાહ.

કુસુમ સમી કુમળી ઓ વ્હાલી દુહિતા !
હૃદય કમળમાં પ્રેમ પરીમલ વાસજો.
કાળ ઝપાટે અકાળે કરમાઇ તું,
વિશ્વ બગીચે મેલી મીઠી સુવાસજો—કુસુમ સમી

સ્નેહ સ્મરણે જીવનમાં તું તો વસી,
સ્મરણાંજલિમાં મીઠી વાતો થાયજો.
અમર આત્મા જીવંત છે આ વિશ્વમાં,
જ્યાં ત્યાં દર્શન એ સ્મરણે થાયજો.—કુસુમ સમી.

સ્નેહતણાં સ્વપ્નાં છે, ક્ષણીક સંસારનાં,
અમર આત્મા પ્રેમસ્વરૂપે અખંડજો.
સંદેશા પ્હોચાડે છે એ પ્રેમના,
જ્યાં જ્યાં હોયે એ આત્માનો વાસજો.—કુસુમ સમી.

અનુપમ રત્ન પુત્રિસમ આપ્યું પ્રભુ,
ગૃહમંદીરમાં લક્ષ્મી સ્વરૂપે વાસજો.
પિયર પનોતી વ્હાલી તું તો બ્હેનડી,
કુળ દીપિકા થઇ દીપાવી જાતજો.—કુસુમ સમી.

માત પિતાની લાડકવાઇ પુત્રી તું,
વાત્સલ્ય ભાવે પોષી પ્રેમે અપારજો.
નૂર હૃદયનું માતા કેરૂં તું હતી,
તુજ વિયોગે સુનો આ સંસારજો.–કુસુમ સમી.

માતા કેરા ઉરની મીઠ્ઠી વિરડી,
વીર કેરી રક્ષા બંધન બ્હેનજો.
આશિર્ વચનો અંતરનાં જે તાહરાં,
મૃત્યુ લગી તે નવ કદી વિસરાયજો.–કુસુમ સમી.

માતા કેરા દુઃખી હૃદયને ઠારવા,
પ્રેમ ભક્તિથી પ્રભુચરણની માંહ્યજો.
દેવ સદનથી આશ્વાસન તું આપજે,
પ્રભુ પ્રેમના સંદેશા એ નિત્યજો.–કુસુમ સમી.

પૂજ્ય અતિથી અમગૃહ કેરી તું હતી,
ભાનુ આવે અમ આંગણીયાં સોહાયજો.
મામા મામીની મોંઘી ભાણેજી બ્હેનડી.
માસી કેરા હૈયા કેરૂં હિરજો.–કુસુમ સમી.

સ્નેહી સંબંધી સૌને તું સંતોષતી,
માયા મમતા ત્હારી અપરંપારજો.
સ્નેહતણાં સ્મરણે તું તો જીવતી,
પ્રેમ સ્વરૂપે સૌના ઉરમાં વાસજો.–કુસુમ સમી.

ગૃહસ્થાશ્રમના યજ્ઞ મહિ હોમાઇને,
શરીરપિંડની આહુતિથી બ્હેનજો.

કુટુંબી જનને સંતોષ્યા છે પ્રેમથી,
તન મન ધનનો આપી હૃદયથી ભોગજો.–કુસુમ સમી.

ગૃહસ્થાશ્રમમાં ગૃહિણી પદ લીધું હતું,
દેવી તરીકે પુજાણી ઓ બ્હેનજો!
સંસારે જન્મ્યાનું સાર્થક એહ છે,
લક્ષ્મીરૂપે દીપાવી તુજ જાતજો–કુસુમ સમી.

શ્વસુરગૃહને દેવ મંદિર સમ માનીને,
સદ્‌ભાવેથી સેવા કીધી અપારજો.
પ્રેમ ભાવથી પતિ પ્રભુને પૂજ્યે,
મતિ ગતિ તુજ પ્રભુ ચરણની માંગજો.–કુસુમ સમી.

પુત્ર વિયોગે અંતર ઘા ઉંડા પડ્યો,
ટળવળતાં અંતરથી છોડ્યાં પ્રાણજો.
પુત્રવધૂના દુઃખનો દીલાસો તું જતાં,
પતિ–પુત્રવધૂનો સુનો સંસારજો.–કુસુમ સમી.

સૌજન્યતાથી સૌને તું પ્રિય લાગતી,
લાડ ઘેલા ભણકારા તુજ થાય જો.
ઝીણી ઝીણી મધુરી વાતો તાહરી,
પ્રેમસ્વરૂપે સૌના ઉરમાં વાસજો.–કુસુમ સમી.

પ્રારબ્ધ યોગે સંસારે ભેળાં મળ્યાં,
સ્નેહી સંબંધી માત પિતાને ભ્રાતજો.
લેણા દેવી પુરી થાતાં સર્વની,
આખર છુટાં પડવાના સૌ સાથજો.–કુસુમ સમી.

## સૌ. ભાનુમતી.

સૃષ્ટિમાં ઉદય તેનો અંત છે પણ જેના જતાં નામ અમર રહી જાય તેનું જીવન સાર્થક કહેવાય. સ્વ. સૌ. ભાનુમતીનું જીવન પણ કાંઈક એવુંજ. એની સાથે મારે સોળ વરસનો પરિચય. એ પરિચયમાં મેં અનુભવ્યું હોય તો ઉચ્ચ વિચાર શ્રેણી, માયાળુ સ્વભાવ અને અનહદ લાગણીભર્યું હૃદય.

ગરીબો પ્રત્યે દયાળુતા એ તો જાણે એનો જન્મસિદ્ધ હક્ક. સૌ. ભાનુમતી એટલે ઘણા ગરીબોને નિર્વાહનું સાધન.

મારા પ્રત્યે એનો એટલો બધો પ્રેમ કે વાંદરેથી સાંજે આવીને ગયાં હોય છતાં મુંબઈ જઈને બે કલાક પછી ટેલીફોન કર્યા વગર રહેજ નહિ અને એ ટેલીફોન પણ લગભગ કલાક ચાલે.

પોતાના માણસોને જોઈ ઓછાં ઓછાં થવું એતો એને સ્વાભાવિક હતું.

એના સ્મરણો કદી ન ભુલાય તેવાં છે. પરમ કૃપાળુ પરમાત્મા એના આત્માને શાશ્વત શાન્તિ આપે એજ પ્રાર્થના.

'લયલા હૉલ,'
માઉન્ટ મેરી,
વાંદરા.

લક્ષ્મીબાઈ તુળસીદાસ કેશવદાસ.

# ભાનુનાં સ્મરણો.

**ભા**નુ ! તારૂં સ્મરણ થાતાં મન બહુ મુંઝાય છે,
તુજ પ્રેમ કેરી ઊર્મિઓ અંતર વિષે પ્રગટાય છે.
વિશ્વના આ વન વિષે ખીલીને તું કરમાઇ ગઇ,
સુવાસ તારી રહી ગઇ ઓ બ્હેન **ભા**નુ ! ક્યાં ગઇ ?
**ભા**નુ ! તું તો આવતી કૈંનાં હૃદયને ઠારતી,
દુ:ખી જનોનાં દુ:ખનો વિશ્રામ **ભા**નુ તું હતી.
માડી કેરી પુત્રી તું તો એકની એકજ હતી,
મોસાળની ભાણેજડી તું એકની એકજ હતી.
વિરા કેરી બ્હેનડી તું એકની એકજ હતી,
ભોજાઇ કેરી નણંદડી તું એકની એકજ હતી.
તુજ જન્મ સફળ કરી ગઇ જીવ્યાની લ્હાણુજ લઇ ગઇ,
અમ ગૃહ વિષે ઓ બ્હેન **ભા**નુ ! ખોટ ત્હારી રહી ગઇ.
તુજ મૃત્યુ કેરૂં સ્મરણ થાતાં હૃદયમાં તું ખડી થતી,
એકવાર **ભા**નુ બોલતું તુજ મામી કરગરી કહી રહી.
અંત સમે આશિષ દેતી પલકમાંજ ઉડી ગઇ,
રામનું તું રટણ કરતાં રામમાંજ રમી ગઇ.

**બ્હેન ભાગીરથી.**

# सौ० भानुमतीबाई ह्यांचे संस्मरण.

There is a reaper, whose name is Death,
And with his sickle keen,
He reaps the bearded grain at a breath,
And the flowers that grow between.

*Longfellow.*

कोणत्याही सद्गुणांचा अतिरेक झाल्यास त्या स्वभावाचीं माणसें जगाला थोडा काळ लाभतात.

सौ. भानुबाई ह्या त्यांपैकींच एक होत्या. त्यांना ईश्वराची भेट झाली म्हणून त्या शाश्वत सुखांत असतीलच. पण, त्यांच्या पाठीमागें त्यांच्या प्रेमानें कितीतरी माणसें दुःखी झालीं असतील. त्यांचा स्वभाव अतिशय प्रेमळ असून त्यांच्या तोंडावर एकप्रकारचें सज्जनपणाचें तेज होतें. मला त्यांचा अल्प सहवास त्यांच्या माहेरीं मुंबईमधेंच घडून थोड्या दिवसांतच त्या स्वर्गवासी झाल्या. यास्तव मी स्वतःला दुर्दैवी समजतें. व ही अशी गोष्ट ज्यांना ज्यांना त्यांचा अल्प सहवास घडून आला त्यांचीदेखील आहे. त्यांनीं माझ्याजवळ आपणहोऊन ओळख केली होती. त्यांनां श्रीमंतीचा गर्व बिलकुल नव्हता. व ही एक त्यांची अतिशय वाखाणण्यासारखी गोष्ट आहे. त्यांच्या प्रेमळ मातोश्रींची कींव करावी तितकी थोडीच आहे. समर्थ रामदासांनीं म्हटल्याप्रमाणें "मृत्यु न म्हणे हा धनाढ्य । मृत्यु न म्हणे हा सुलक्षण" ह्या उक्तीचा सौ० भानुबाईच्या निधनामुळें स्पष्ट प्रत्यय येतो. परंतु त्याच समर्थांनीं म्हटल्याप्रमाणें "ऐसें जाणोनीयां जीवें । ह्याचें सार्थकच करावें । जनीं मरोनी उरावें । कीर्तिरूपें" तर भगिनी भानुमती बाईनीं वरील उक्तीप्रमाणें आपलें जन्म सार्थक केलें असें हि स्पष्ट दिसून येतें. ईश्वर त्यांच्या आत्म्यास शांति देवो.

कु० माणक काबाडी.

## स्वर्गस्थ सतीस—

### शार्दूलविक्रीडित

सौ. भाग्यें नटलीस भूवरि तुला
सर्वत्रही वानिती ॥
भा ग्याची पुतळी सदा स्मितमुखी
सत्शीलवंता सती ॥
नु लीं आस मना तया वसविलें
श्रीकृष्णपादांबुजीं ॥
म चित्तीं स्मृति होतसे कितिकदां
संतोषदायी तुझी ॥ १ ॥
ती मातें घडली सुसंगति तुझी
मी सान होत्यें यदा ॥
बा ल्यत्वें रमली अजून हृदया
आनंदवीते सदा ॥
ई शाचीच कृपा म्हणूनि असली
ही लाभली संगती ॥
ना हीं मूल्य तिला चिरस्मरण दे
लोणावळ्याची स्मृती ॥ २ ॥
शां ती वास मना बहूत रुचला
शांतस्थलीं राहिली ॥
ती थें ही बहु पाहिलीं जगतिं
या सद्भावना ठेविली ॥
ला भावें सुख तें परास म्हणुनी
सज्ज स्वयें राहिली ॥
भो ईशा तिज शांति दे तव पदीं
आसक्त जी जाहली ॥ ३ ॥

कुमारी लीलावती वि० जावळे.

**વ્હાલા ભાઇશ્રી ઇશ્વરદાસ,**

મારા સ્વર્ગસ્થ ભાઈશ્રી ચીમનલાલની માંદગી દરમ્યાન મ્હારે પ્રસંગોપાત પંચગીની જવું આવવું થતું. ત્યારે હું રા. શેઠ તથા સ્વર્ગસ્થ સૌ૦ **ભા**નુમતી બ્હેનના પરિચયમાં આવેલો. તેઓ બન્ને મારા સ્વર્ગસ્થ ભાઇને માટે ઘણી કાળજી રાખતા હતા અને મારા કુટુંબજનોને આશ્વાસન આપતા હતા. મારા ટુંકા પણ મીઠા પ્રસંગો દરમ્યાન મ્હને સ્વર્ગસ્થ **ભા**નુમતી બ્હેનના સ્વભાવ અને સંસ્કારનો સારો પરિચય થયો હતો. તેઓ સ્વભાવે ઘણાં માયાળુ અને શાંત હતા. પોતે બીમાર રહેતાં હતાં, પણ પારકાનું દુ:ખ કે દર્દ સાંભળી તેમને વખતે ઘણી જ અસર થતી હતી. કેટલીએ વખત તેમનાં નેત્રો તેવી રીતે ભીના થતાં હતાં. પૂ. માતુશ્રીની ધર્મભક્તિ તેમનામાં આબાદ ઉતરેલા જોવામાં આવતાં હતાં. શેઠે તેમની સેવા સારવારમાં ખુબજ ભોગ આપ્યો, પણ તેનું આયુષ્ય પુરૂં થતાં વિદાય લઈ ચાલ્યાં ગયાં. પ્રભુ તેમનાં આત્માને શાંતિ આપો, એજ પ્રાર્થના.

લી:

તા૦ ૩–૭–૨૯. **મણીલાલ વલ્લભજી કોઠારી**ના

વંદેમાતરમ્.

**R. V. Patwari.**
B. A. LL. B.

CIVIL STATION,
*RAJKOT*, તા૦ ૩-૭-*192*૯.

**ચિ. ભાઇ જગમોહનદાસ,**

**ભાનુ** બ્હેન પ્રયાણ કરી ગયા તે જાણી શોક થાય તે સ્વાભાવિક છે. જેટલા શ્વાસ લેવાનું લખ્યું હોય તેટલા જ લેવાય છે. મંદવાડમાં આપણાથી બની શકે તેવી સેવા કરી તેના પ્રતિના ઋણમાંથી આપ મુક્ત થયા છો. સૌની સ્થિતિ મુસાફરની જ છે. પરંતુ તેનું સ્મરણ વિરલ પુરૂષોને જ રહે છે. **ભાનુ** બ્હેનને અનેક વૈભવો છતાં તેમને આ ઉચ્ચ સૂત્રનું સ્મરણ રહ્યા કરતું, તેથી જ લાંબા વખતની માંદગીમાં ધૈર્ય રાખી શકયાં. સાત્વિક પ્રકૃતિનું પોષણ થયું અને અવસાન વખતે પણ પ્રભુનું સ્મરણ રાખી મૃત્યુને ભેટવા તૈયાર થયાં. તેમને મુસાફરી કરતાં આવડી. તેમના જીવનનું અનુકરણ કરવા પ્રભુ આપણા જેવાને પણ સામર્થ્ય આપો. ધન અને વૈભવોનો કેફ ચડે તે સામાન્ય નિયમ છે. બ્હેન અપવાદ રૂપ હતાં. વૈભવોએ દયા અને દીનતાનું પોષણ કર્યું. પ્રભુની કૃપા હોય તો જ આવું જીવન રહી શકે છે. તેમના ઉમદા ગુણો એ તમો ભાઇઓને તથા પૂજ્ય માતુશ્રીને આશ્વાસનરૂપ છે. બ્હેન આઠ વર્ષનાં હતાં ત્યારથી હું તેમનાં પરિચયમાં આવ્યો છું. બાલ્યાવસ્થામાં પણ તેમનામાં મને ઉમદા ગુણોની ઝાંખી થએલી. પ્રભુ ઇચ્છા બલવાન્ છે તે સૂત્રમાં વિશ્વાસ રાખી દીલાસો લેશો અને માતુશ્રીને આપશો. વિપત્તિઓ એ જ આપણી કસોટી છે, અને મન એ સુખદુ:ખનું કારણ છે. ઉદ્વેગનો ત્યાગ કરવો એ આપણા સંપ્રદાયના ખાસ સિદ્ધાંત છે. ઉદ્વેગ હોય તો પ્રભુમાં ચિત્ત રહે નહિં; અને સદાસર્વદા પ્રભુમાં ચિત્ત રાખવું એ તો ઉત્તમ (માનસિક) સેવા છે. વિશેષ શું લખું ?

શુભેચ્છક,
**રણછોડદાસ પટવારીના**
**ભગવત્સ્મરણ.**

# સ્વર્ગવાસી બ્હેન ભાનુમતીનાં સદ્‌ગુણોનું સ્મરણ.

**શ્રી. દ્વારકાદાસ ત્રીભોવનદાસ,** જે.પી.–'શાન્તિનિવાસ' વાલકેશ્વર.

સૌ. ભાનુ બ્હેનનું મનોબળ અને સમયસૂચકતા ખરેખર વખાણવા લાયક હતાં. તેઓ એટલાં બધાં માયાળુ, લાગણીવાળાં અને વિવેકી હતાં કે એકવાર તેમના પરિચયમાં આવેલો માણસ તેને વારંવાર યાદ કર્યા વગર રહે નહિ.

પોતે શ્રીમંત હોવાં છતાં અભિમાનથી મુક્ત હતાં. વળી ઘર કામમાં અને પોતાની ફરજો બજાવવામાં તે બહેન એટલાં તો કુશળ હતાં કે જો જીંદગી વધુ લંબાઇ હોત તો તે બેહેન એક કપોળ બાઈ તરીકે જાહેરમાં સારૂં માન અને કીર્તિ જરૂર મેળવતે.

પોતાના પતિને સંતોષ આપવા તેઓ બનતો પ્રયાસ કરવાં ચુકતાં નહિ. કુટુંબના માણસો સાથે ઘણાજ મોટાં દીલથી અને ઉદાર વૃત્તિથી બ્હેન ભાનુમતી પોતાનો વ્યવહાર ચલાવતાં હતાં. ભાનુમતી બેહેને જો કે ઘણા ઉંચા પ્રકારની કેળવણી લીધી નહોતી છતાં વર્તન એક સુધરેલી અને વિવેકી બાઇ તરીકે સારી રીતે જાણીતું હતું. પરમ દયાળુ પરમાત્મા એના આત્માને શાન્તિ આપે એમ હું ખરા અંતઃકરણથી ઇચ્છું છું.

# બ્હેન ભાનુમતીનું જીવનચરિત્ર.

શ્રી. પુરૂષોત્તમદાસ બ્રીજમોહનદાસઃ મુંબાઈ.

બ્હેન ભાનુમતી ગર્ભશ્રીમન્ત હતાં, પણ જન્મથી ઉચ્ચ કેળવણીના પ્રભાવે તેનામાં શ્રીમન્તાઈનો દોર જરા પણ જણાતો નહોતો. ઉચ્ચ સંસ્કારોની છાપ તેના મુખપર હમેશાં પ્રકાશતી હતી. પિતૃગૃહની અંદર માતાની મેળવેલી સંસ્કારિક ઉચ્ચ કેળવણીથી બ્હેન ભાનુમતીનું જીવન દરેક રીતે આદર્શરૂપ હતું. ભક્તિરસમાં નિમગ્ન માનવી સંસારને જેમ ભૂલી જાય છે, તેમ બ્હેન ભાનુમતીએ પોતાની નાની વયમાં પોતાનું જીવન ભક્તિરસમાં લીન કરી સંસારની માયા અને સર્વ સમૃદ્ધિ ખોટાં અને અલ્પ સમયને માટે છે એ સિદ્ધાન્ત સમજી પોતાની સંસારનૌકાને ધીમે ધીમે એવા રસ્તાપર ચલાવી કે જ્યાં પોતાનું જીવન એક આદર્શરૂપ થાય અને હમેશાં ગંગાજળસમા નિર્મળ પાણીના ઝરાઓથી અંજલિ ભરાય.

બ્હેન ભાનુમતીનો લગ્ન સંબંધ કપોળ જ્ઞાતિના શ્રીમન્ત ગૃહસ્થ શેઠ રણછોડદાસ માધવદાસ સાથે થયો હતો. બ્હેન ભાનુમતીને સાસરૂં પણ ઈશ્વરકૃપાએ શ્રીમન્ત મળ્યું હતું. પતિના સુશીલ સ્વભાવની છાયાથી પોતાના સંસારનું સુકાન સરલતાથી ચલાવવા માંડયું. સાસરાની અંદર પ્રવેશ કરતાં જ ઘરની પ્રતિષ્ઠાનો સંપૂર્ણ ભાર તેના શિરે આવી પડયો હતો. ઘરમાં અન્ય કોઈ પણ વૃદ્ધ સ્ત્રીપુરૂષ ન હોવાથી તેમજ પુત્ર પણ ઓરમાન હોવાથી ગૃહિણી તરીકે જે સદ્ગુણો સર્વ જોઇએ તે સર્વ બ્હેન ભાનુમતીમાં સ્પષ્ટ રીતે વ્યક્ત થતા હતા. સંસ્કારી આત્માઓ દુનિયામાં ટુંક સમયને

માટે જ અવતરે છે. વિદ્યાનું સાધન પુસ્તક ભંડાર છે અને તે અનેક બુદ્ધિમાનોના અનુભવનું રહસ્ય સમજાવે છે. પુષ્પમાંથી મધમાખી મધ લે તેમ બ્હેન **ભા**નુમતીએ પોતાના ટુંક જીવનમાં દુનિયાનો અનુભવ લીધો અને એ અનુભવ રૂપી બોધથી તેણે પોતાનું નીતિ બીજ વાવ્યું. કુટુંબનો સંપૂર્ણ ભાર જે સમયે બ્હેન **ભા**નુમતીને માથે આવી પડયો તે સમયે જગતનો અનુભવ તેને નહોતો, છતાં એ ભાર નીચે પોતાને કેટલો આત્મ-ભોગ આપી કચ્ચડાવું પડશે અને તે સમયે કેટલું બળ રાખવું પડશે તે સર્વની કલ્પના ટુંક વખતમાં પોતે કરી લીધી. કુટુંબની સંભાવના કરવામાં પોતાની ઉદારતા અને મમતા દેખાડવાથી પોતાનો જન્મ સફળ થશે એમ પોતે માનતી. પતિ સાથે વિકસેલો સ્નેહ કુટુંબજન સાથે વિકાસવા ઇચ્છતી હતી. પોતાનાજ જેવા પારકાના અન્તઃકરણ કલ્પતી હતી. સંસારનું એકજ પાસુ પોતે અનુભવેલું હોવાથી પોતાનાં સદ્ગુણના વિકાસને સંસાર સર્વથી અનુકૂળ પડશે એ આશયથી તે કામ કરતી હતી. ઘરમાં માણસો ઉભરાતાં ત્યારે તેનાં આનન્દની સીમા નહોતી. કેટલીક નાની અગવડોને ન ગણકારતાં વસ્તીમાં રહેવાના આનંદથી ઉત્સાહ ભરેલા કુટુંબ ભારના પડોને ધીમે ધીમે ઉકેલી આનંદ માનતી હતી. આનું જ નામ આદર્શજીવન કહેવાય. એક માણસ જીવી જાણે છે તે જ મરી જાણે છે. મારો સમાગમ બ્હેન **ભા**નુમતી સાથે આજ લગભગ પંદર વર્ષથી હતો. શેઠ રણછોડદાસ સાથે તેમજ બ્હેન **ભા**નુમતીનાં પીયરીઆં સાથે પણ એટલોજ ઘાડો સંબંધ હતો અને છે. ઉપલા સમય દરમિયાન અનેક વખતે હું બ્હેન **ભા**નુમતીના સમાગમમાં આવ્યો હોઇશ અને જ્યારે પણ મે એમને જોયાં હશે ત્યારે હાથમાં ધર્મપુસ્તક શિવાય બીજું કંઈ જણાતુંજ નહિ. ઘરની અંદર તેની પાસે પાંચ પંદર માણસો હમેશાં બેઠેલાં જ હોય. એની ઉદાર વૃત્તિને લીધે કેટલાંક માણસોને પોષણ મળતું હતું. કોઈ પણ માણસ યાચના રૂપે બ્હેન **ભા**નુમતી પાસે જાય તો તે ખાલી હાથે પાછો

ફરતો નહિ. ઘરની અંદર પોતાના ઓરમાન પુત્ર તથા પુત્રવધૂ ઉપર જે વહાલ પોતાની સગી મા રાખે એથી અધીક બ્હેન **ભા**નુમતી બન્ને ઉપર રાખતાં. પુત્રવધૂને પોતાની પુત્રી સમાન ગણી કોઈ પણ રીતે તેને ઓછું આવવા દેતાં નહિ. રાત્રીના સમયે આખું કુટુંબ ભેગું કરી આનંદની ચર્ચાઓ કે ધર્મપુસ્તકો વાંચવામાં સમય વીતાવતાં. ઈશ્વરે આ સુખ ટુંક વખતમાં ઝડપી લીધું અને શેઠ રણછોડદાસના એકના એક પુત્રનું અકાલે અવસાન લગ્ન પછી માત્ર ટુંક સમયમાં જ થયું. બ્હેન **ભા**નુમતી ઉપર આ એક કારી ઘા હતો અને તે ઘા તે ઝીલી શકયાં નહીં. પ્રથમથી જ સંસારિક જીવન એને ખારૂં તો લાગતું, પણ આ દુઃખથી બ્હેન **ભા**નુ-મતીએ પોતાનું બાકી રહેલું જીવન તદ્દન નીરસ કરી નાખ્યું. પોતે સંસ્કારી હોવાથી સમજતી હતી કે ઘરમાં પુત્રવધૂ વિધવા હોય તો મારા દીલપર આભૂષણ કેમ શોભે? તે દિવસથી બ્હેન ભાનુમતીએ પોતાના લાખોનાં આભૂષણોને ઠોકરે મારી પોતાના શરીરના સર્વ આભૂષણો ઉતારી નાખ્યાં, તેમજ તે દિવસ પછી આભૂષણો તથા ઉચ્ચ વસ્ત્રાલંકારનો ત્યાગ કરી પોતાના જીવનને તદ્દન સાદું બનાવ્યું, આની છાપ પુત્રવધૂ ઉપર ઘણી જ ઊંડી પડી અને તે જ આદર્શ સંસ્કારો પુત્રવધૂ ઉપર ઉતર્યા. બ્હેન **ભા**નુ-મતીનું શરીર તે દીવસથી વધુ ઘસાવા માંડયું. પોતાના જીવનનો આ ફેરફાર પોતે સમજી ગઈ હતી કે, "મારૂં આ અસ્થિર જીવન હવે લાંબો વખત ટકી શકવાનું નથી." તેથી પોતાનું જીવન તેણે વધારે ભક્તિમય બનાવ્યું. સમાજને 'સૂર્યોપાસના'નો એક નાનો ગ્રન્થ અર્પણ કરી જે માગે તેને વિના મૂલ્યે તે પોસ્ટેજ સાથે પહોંચતો કરવાનો નિયમ લીધો હતો, જેનો લાભ મુંબઇ, ગુજરાત, કાઠીઆવાડ તેમજ દૂર દૂર પશ્ચિમના મૂલકોમાં પણ હજારો માણસોએ લીધો છે. આ નિયમને પોતે પોતાનાં જીવનની છેલ્લી ઘડી સુધી પાળી અનેકનુ કલ્યાણ કરી ગયાં છે.

ઈશ્વર તેના આત્માને શાન્તિ આપે એવી પ્રાર્થના છે.

# કેટલાંક સ્મરણો.

**શ્રી૦ પ્રાગજી જમનાદાસ ગોકુળદાસ ડોસા:'અરીસા મહાલ'-મુંબાઈ.**

હું અને ઈશ્વિર બાળપણના સ્નેહિ. અમે ત્રણ ચાર વર્ષના હતા ત્યારે એકજ ઘરમાં બીજા માળપર રહેતા; અને મને યાદ છે કે તે વખતે આછા છાયલમાં દીપી નીકળતાં, કૌમાર્ય અવસ્થામાં **ભા**નુબ્હેન ઘણી વાર મ્હારી બ્હેનને મળવાં આવતાં. તેઓ સાથે બેસી અનેક જાતના ભરતકામ અને માટીના પુતળાઓ બનાવતા, તે વખતનું તેમનું નિર્દોષ અને મધુરૂં હાસ્ય હજીએ ઘણીવાર મારી મનઃસૃષ્ટિમાંથી સરી જાય છે, એટલું જ નહિ પરંતુ તેમના છેલ્લા દર્શન વખતે પણ એજ નિર્દોષ અને મધુરૂં હાસ્ય તેઓ સાથે જ લેતાં ગયાં છે.

તે પછી પાંચ છ વર્ષ વીતી ગયા અને **ભા**નુબ્હેન ગૃહિણી બન્યાં. મેં અને ઈશ્વિરે સ્કુલનો અભ્યાસ શરૂ કર્યો. **ભા**નુબ્હેનનું ઘર સ્કુલ નજીક હોવાથી સ્કુલમાં બપોરની એકથી બેની રજામાં અમે ત્યાં જતા. પરંતુ અમે બેજ હતા એમ ન હતું અમારી સાથે બીજા પણ સહાધ્યાયીઓ આવતા. અમે સર્વે સાથે બેસી ચાહ પાણી પીતા ત્યારે એ દયામણું મુખ અને સૌજન્યતાથી ભરેલું હૃદય ન્હાના ન્હાના બાળકોનો પક્ષી સરીખો કલબલાટ સાંભળી જરૂર હરખાતું. તે વખતે મને સ્વ. જગુભાઈ સાથે ઓળખાણ થઈ. **ભા**નુબ્હેન તેમના ઓરમાન માતુશ્રી થાય છતાં એ માતા પુત્રનો પ્રેમ અવર્ણનીય હતો. માનવલોકનું લૌકિકતાથી ભરેલું મન

તે આલેખી શકે તેમ નથી. પુત્રના જન્મ વખતે સર્વ કોઇને અપૂર્વ આનંદ ઉપજે છે પરંતુ જન્મ્યા પછીની ઘડીએ ઘડી અને પળેપળ તેને કાળના મુખ તરફ ઘસડી જાય છે એ કોઈ ખ્યાલ કરતું નથી. અને બન્યું પણ તેમજ. પરમાત્માથી એ બન્નેનો નિઃસ્વાર્થ પ્રેમ ન જોવાયો અને એ ગરીબડી ગાયનો હીરો પ્રભુએ ખુંચવી લીધો. ત્યારથી ભાનુબ્હેને રંગબેરંગી સાડી અને અલંકારોનો મોહ એકના એક અને વ્હાલ સોયા પુત્ર પાછળ મુકી દીધો. કપાળપર કેવળ સૌભાગ્યચંદ્રનો ભાનુ સરખો ચાંદલો ઝગમગતો. ઓરમાન માતાનું હૃદય કેવું હતું એ જગતને જણાવી દીધું. એ પુત્ર પાછળ અનેક દિવસના ઉજાગરા અને ઉપાધિઓને લીધે તેમનું નાજુક શરીર લથડ્યું. તે સાથે પંચગનીની ઉંચી ટેકરીઓએ આમંત્રણનો પોકાર કર્યો, અને પંચગીનીના નિર્જન જેવા જણાતા વાસમાં ભાનુબ્હેનનો મુકામ થયો. અર્થાત્ કે ભાવિની વિચિત્ર ઘટમાળજ તેમને ત્યાં ખેંચી લઈ ગઇ. મુંબઇની મોહિની અને ભુવનોમાં વસનારી ભાનુબ્હેનને પહેલવહેલાં પંચગનીનું ગ્રામ્ય જીવન કંટાળા ભરેલું લાગે એ સ્વાભાવિકજ છે. અઠવાડી-આમાં હું છ દિવસ ત્યાં જરૂર જતો અને રોજ કૈંનું કૈં નવું ચોપાનીયું તેમના હાથમાં જોતો. હાલમાં નીકળતા સર્વે ચોપાનીયાના તેઓ ગ્રાહક હતાં. તેમને કંઈ એકલા સાહિત્યનો જ શોખ નહતો. ઘણીયેવાર તેઓ દીલરૂબાપર બેસતાં અને ધીમે ધીમે તેમની નાજુક આંગળીઓ એ તારો પર ફરતી. ન્હાનપણથીજ સારી કેળવણી અપાયલી એટલે એવા ઘણા રસમય વિષયોપર તેઓ પુરતું ધ્યાન આપતાં. જન્મથી જ તેમણે દુઃખ માત્રનું નામ સાંભળ્યું નહતું, એટલે તેમની પ્રકૃતિ સ્હેજ બીકણ તો હતી. એ વિષે મને એક હસવા જેવી વાત યાદ છે.

હમેશ માફક ભાનુબ્હેન પલંગપર પડ્યાં પડ્યાં કોઇ ચોપાનીયાના પાનાઓ ફેરવતાં હતાં. અને રણછોડદાસ શેઠની પાસે ચાર પાંચ જાતની

સીગારેટના ખોખાઓ તો પડ્યા હોય જ; ત્યાં મુંબઇની ટપાલ આવી. પાસે એક ખુરશીપર હું બેઠો હતો. મેં મુંબઈ સમાચારનું છાપું ખોલ્યું. અને પહેલાજ પાનાપર મોટા અક્ષરોએ લખેલી ખબર મેં વાંચી, "મુંબઇમાં કાલીવાડાપર થયેલી મુસલમાન અને હિંદુઓ વચ્ચે સખ્ત મારામારી." આ સાંભળી શેઠે મને મોટેથી વાંચવા કહ્યું અને એ આખું વૃત્તાંત હું વાંચી ગયો. પરંતુ એ છાપાંની લીટીએ લીટીએ **ભા**નુબ્હેન બ્હીતાં જતાં હતાં. તેમણે અધીરાઇથી શેઠને પૂછ્યું, "પણ એ મુસલમાનો પંચગનીમાં તો નહિ આવેને?" આ સાંભળી શેઠ ને હું બન્ને હસી પડ્યા. મજાકમાં શેઠે કહ્યું, "હા, તેમને ખબર પડી કે **ભા**નુ અહિં રહે છે તો જરૂર આવશે જ."

અને ફરી સુલેહના વર્તમાન ન આવ્યા ત્યાં સુધી એ કંપ **ભા**નુ બ્હેનના હૃદયમાંથી ન ગયો. તે વખતે **ભા**નુ બ્હેનની તબીયત સુધરતી જતી હતી. વચમાં એક બે મહિના મુંબઇ રહી ગયાં ત્યારે મારા માતુશ્રીને મળવા આવ્યાં હતાં ત્યારે અમે સર્વેએ એમ જ ધાર્યું કે હવે **ભા**નુ બ્હેનની વ્યાધિ ગઇ. ફરી પંચગીની ગયાં પછી કેટલેક સમયે તેમને તાવ આવવાની અમને ખબર પડી. અમે જાણ્યું કે પહેલા માફક આવી ને ઉતરી જશે. મેં ન્હોતું ધાર્યું કે આ મહારોગ તરૂણ અવસ્થામાં જ તેમના જીવન-દીપકને ઓલવી નાંખશે. ધીરે ધીરે દર્દ વધતું ગયું અને ઓપરેશનના અમને ખબર મળ્યા અને થોડા દિવસ રહીને એ અનંત આશાભરી બ્હેને સર્વને રડતાં કકળતાં મુકી સંસાર યાત્રાની સફર પુરી કરી.

હવે તો પ્રભુ પાસે એ જ પ્રાર્થના કરવી રહી કે તેમના આત્માને પરમ શાન્તિ પ્રભુ આપો!

# "દયાની દેવીને."

અખંડ સૌ. ભાનુમતી બ્હેનના જીવન માટે લખવું એટલે સુવર્ણ ઉપર ઓપ ચઢાવવા જેવું છે. એમનાં જીવનની એક પળ પણ એવી નથી ગઇ કે, ગરીબો પ્રત્યેની દયા એમના હૃદયમાંથી ખસી હોય. દયાના તો એ મુર્તિમંત અવતાર જ હતાં. તેમ જ પોતે શ્રીમંત ઘરના ગૃહલક્ષ્મી અને કુળવાન્‌ની કન્યા હોવા છતાં નિરભિમાનપણું અને સાદાઇ એ એમના જીવનનો ખાસ ઉદ્દેશ હતો.

એમનો સ્વભાવ ઘણો સરળ, આનંદી અને ચહેરો તો હમેશ હસમુખો જ હોય; એમણે કોઇનાબી પ્રત્યે અભાવ કે ભિન્નભાવને પોતાના હૃદયમાં સ્થાન જ આપ્યું નહતું. દરેક મનુષ્ય પ્રત્યે સદ્‌ભાવથી વર્તવું, એમના દુ:ખ વખતે દીલાસો દેવો અને દુ:ખીને આશ્વાસન આપવું એના માટે અહર્નિશ તત્પર રહેતાં. એમની છેલ્લી ગંભીર માંદગી દરમીઆન જ્યારે હું પંચગની ગયો ત્યારે પણ અસહ્ય વેદનાથી પીડાતાં હોવા છતાં તેમના સરળ સ્વભાવમાં કોઇ પણ જાતનું પરિવર્તન થયેલું જણાતું નહતું. માંદગીમાં ત્યાં તેમને જોવા જનાર ભલે ઘરના જ હોય અથવા બીજા હોય પણ દરેકના પ્રત્યે તેટલી જ લાગણી અને આદરભાવ કાયમ હતાં. એમનાં સહવાસમાં આવનારાઓ એમનાં ચારિત્ર અને સદ્‌વર્તનનાં નિરંતરના પ્રશંસક બનતા એ એમનું સદ્‌ગુણોથી ભરપૂર જીવન સિદ્ધ કરી આપે છે.

પરમાર્થની ઝંખના તો એમના હૃદયમાં અહર્નિશ વાસ કરતી હતી. પોતાનાથી બીજાનું ભલું કેમ થાય તે માટે હમેશાં ધ્યાન આપતાં. ગરીબોના આર્તનાદ તેમના હૃદયમાં ઉંડા ઉતર્યા અને તેવાઓના માટે પોતાનાથી બનતું કરતાં.

પ્રભુ સદ્‌ગતના આત્માને શાન્તિ આપે.

રામમંદિર, }
મુંબઈ. }

માધવરાવ આર. સુપેકર.

# સ્વર્ગસ્થ અખંડ સૌભાગ્યવતી શ્રીમતી ભાનુમતી.

**શ્રી૰ મોહનસીંઘ રામસીંઘઃ નડીયાદ.**

મારા હિતસ્વી ભાઈ જગમોહનદાસના ભગિની શ્રીમતી **ભા**નુમતીએ સ્વર્ગવાસ કર્યો તે સમાચાર મારા સાંભળવામાં આવતાં મારા મિત્રમંડળના સ્ત્રીવિભાગનું પંચક ખંડિત થયું અને નીતિ, ભક્તિ, પ્રજ્ઞા અને પરમ ગતિ એટલું ચતુષ્ટયજ હવે મારે રહ્યું અને આ અપરિહાર્યાર્થના વિષયમાં "જાતસ્ય હિ ધ્રુવમ્ મૃત્યુઃ" એ નિશ્ચયાત્મક ભગવદ્વાકયનું સ્મરણ રાખી તથા તે ઈશ્વરના અભિપ્રાયને અનુસરી "ગતાસુ" તથા "અગતાસુ"નો પંડિતો અનુશોચ કરતા નથી એમ સમજી મેં મારા આત્માને સંતોષ આપ્યો.

મારી કુમાર અવસ્થામાં આ ગામની શાળાના વિદ્વાન્ શાસ્ત્રી શ્રી નર્મદાશંકરભાઇએ સંસ્કૃતમાં રચાયલાં નીતિશાસ્ત્રના આધારે સંસ્કૃતભાષા તથા નીતિનું જે ઉત્તમ શિક્ષણ આપ્યું હતું તથા અનૃત, સાહસ, માયા, મૂર્ખત્વ, અતિલોભ, અશૌચ અને નિર્દયત્વ એ સ્ત્રીઓના સ્વાભાવિક અપલક્ષણો મહાસતીઓમાં પણ ઘટાવી આપેલાં તથા સ્મશાન ઘટિકાવત્ સ્ત્રીઓ વર્જનીય છે આવું મારા કોમળ હૃદયમાં ઠસાવેલું તેથી આજ દીન સુધી જો કે તે જાતી સારૂ મને પરમ દયા અને ઘૃણા છે તો પણ મારૂં વર્તન તેમને એવું કઠોર અને શુષ્ક સમજાય છે કે ઇંગ્લાંડના મહા વિદ્વાન્ ડૉકટર જોનસન તથા વડા સેનાપતિ લૉર્ડ કીચનર જેવું સ્ત્રી દ્વેષી

જણાય છે. મારા વર્તનનું રહસ્ય શ્રીમતી ભાનુમતીને છેવટની પુષ્પાંજલી આપવા જીંદગીમાં આજેજ પ્રથમ મારે જાહેર કરવું પડયું છે.

શ્રીમંત કુટુંબની ગર્ભશ્રીમંત બાલા, પૂર્વના પુણ્યથી પૂર્ણ પુરૂષોત્તમ સમાન પૂર્ણ ગુણુ, પૂર્ણ લક્ષ્મીયુક્ત, પૂર્ણ પ્રીતિવાળા પતિની પ્રાપ્તિ કર્યા છતાં પણ સાધારણ પામર મનુષ્ય છકી જાય તેવી સ્થિતિમાં યાવત્ જીવં અખંડિત સ્થિર છતાં પણ જે આકર્ષક વિનયથી, વિદ્યા અને વિષ્ણુભક્ત પ્રત્યે પ્રીતિ, વિનય અને સલુકાઇથી નિર્વાહ કરતી હતી તેનાથી જેમ નિર્દય યમરાજનું સતી સાવિત્રી પ્રત્યે કઠોર હૃદય પિગળ્યું અને કેવળ સાત પદ સાથે ચાલવાથી તથા સાત પદ ભાષાના શબ્દોના સાથે બોલવાથી સજ્જનોની જેવી સાપ્તપદી મૈત્રી થાય છે તે જ પ્રમાણે ઉન્નત અધ્યાત્મ ભૂમિકાના આકર્ષક ગુણોથી જાજવલ્યમાન શ્રીમતી ભાનુમતીની પંચમહાભૂતની મર્ત્ય મૂર્તિ-પ્રત્યે મારૂં મન આકર્ષાયું અને તદ્દન થોડા સમયમાં અમારા ઉચ્ચ આત્મા-ઓએ પોતાની સમાનશીલતાથી પૂર્વ જન્મના લાંબા પરિચયની સ્મૃતિ પ્રાપ્ત કરી દેહની ભિન્નતા છતાં પણ ઉન્નત મૈત્રીભાવ શ્રી હરિની સખા-ભાવ ભક્તિ જેવો અન્યો અન્ય પ્રાપ્ત કર્યો. લક્ષ્મણ અને સતી સીતાને જે સંબંધ, હનુમાન અને જાનકીને જે સંબંધ, તે જ સંબંધ મારે શ્રીમતી સ્વર્ગસ્થ ભાનુમતી સાથે હતો. વનવાસમાં કઠોર હૃદયથી સ્ત્રીની કસોટી શ્રી રામે ઇચ્છી તે સમયે ઉગ્ર સ્વરૂપમાં આવી ભૂમિસુતાએ માતૃભૂમિનો સ્વીકાર કર્યો અને લક્ષ્મણ અને હનુમાન બોલવા લાગ્યા, "હે રામ જેને સારૂ આપણે વનવાસ ભોગવ્યો, લંકા ઓળંગવાનો ભારે શ્રમ ઉઠાવ્યો, રાક્ષસો સાથે મહાયુદ્ધ જગવ્યું તે જ સીતા આજે એમ જ ચાલી ગઇ અને જુઓ હવે તે સમર્થ છતાં આપણે કેવી લાચારીથી જોઇ રહ્યા છીએ !" તે જ પ્રમાણે હુ કહુ છું કે, આ ભસુતા ભાનુમતી માતૃભૂમિમાં સતી સીતા માફક સમાયાં તે આપણે લાચારીથી જોઇ રહ્યા છીએ.

# બ્હેનનાં સ્મરણો.

**શ્રી. ધરમદાસ જગમોહનદાસ શામળદાસ** બી.એ.-**મુંબાઈ.**

દુનીયાના તત્વજ્ઞોએ બુદ્ધિના મુકાબલે હૃદયને શ્રેષ્ઠ ગણ્યું અને સિદ્ધ કર્યું કે હૃદય થકી દુનીયાપર જે ઉપકારો થયા છે તે બુદ્ધિના ચમકારથી નથી થયા. તેઓએ બુદ્ધિમાં સ્વાર્થ અને હૃદયમાં સ્વાર્પણ જોયું. અ. સૌ. બ્હેન **ભા**નુમતીનું જીવનકાર્ય હૃદયના સ્થાને હતું. તેઓ નીતિ, ભક્તિ, દયા અને દીનતાની પ્રતિમા હતાં. એક સ્ત્રીમાં જે જે ગુણો જોઇએ તે બધા તેમનામાં હતાં. અનાથ અને ગરીબો પ્રત્યેની તેમની લાગણી અસીમ હતી. પંચગનીનો ગરીબ વર્ગ તેમને સારી પેઠે પીછાનતો, તેઓ જે કાંઇ પુણ્યદાન કરતાં તેમાં હાલની અંધશ્રદ્ધા નહોતી. તેનું એક દૃષ્ટાંત એ કે પોતાની ગંભીર માંદગીમાં પંચગનીનો આમ વર્ગ જેને આપણો સમાજ અંત્યજ વર્ગના નામથી ઓળખે છે તેને નોતરી જે વિધિ ઉત્સાહ અને ભાવનાથી બ્રહ્મભોજન આપવામાં આવે છે તેવી જ રીતે એક સુંદર ભોજન તેઓને કરાવી દક્ષિણા વીગેરે દાનો આપી સંતુષ્ટ કરી તેમના ખરા હૃદયના આશીર્વાદો સંપાદન કર્યા. તેઓનો સ્નેહ ખરે જ અલૌકિક હતો, અમારા સંબંધમાં કહું તો એકે વર્ષ એવું ગયું મને યાદ નથી કે જ્યારે અમે તેમની ખાસ તૈયાર કરાવેલી રક્ષાબંધન મેળવવા ચુકયા હોય.

તેમની સહનશક્તિ પણ અજબ પ્રકારની હતી. છેવટ સુધી તેમની મુખમુદ્રાપર એ જ પ્રસન્નતા અને એ જ શાન્તિ છવાઇ રહ્યા હતા.

સાસરીયામાં પણ શ્રીમંતાઇ છતાં સાદાઇનું સ્થાન જાળવી રાખવા માટે તેઓને થોડો ધન્યવાદ નથી ઘટતો.

આવા ઉંચ ખવાસના બ્હેન માટે આપણે જરૂર અભિમાન લઇ શકીએ છીએ. તેઓની ખોટ પુરાવવી મુશ્કેલ છે.

ઇશ્વર તેમના આત્માને પરમ શાન્તિ આપો.

## ભાનુ બ્હેનનાં સ્મરણો.

**શ્રી. કલ્યાણદાસ જગમોહનદાસ શામળદાસ-મુંબાઈ.**

અ. સૌ. ભાનુ બ્હેનના સમાગમમાં હું બાળપણથી જ આવેલો. તેઓમાં એટલા બધા સદ્‌ગુણો હતા કે તેનું વર્ણન કરવું એ મારી શક્તિની બહાર છે, અને તે વર્ણવા માટે સાક્ષરની કલમ જોઇએ, છતાં પણ તેમનો પ્રેમ એટલો બધો હતો કે તેમના વિષે કાંઈ પણ ન લખું તો હું દોષીત ઠરૂં. તેથી આ સમયે મારી પોતાની લાગણી દર્શાવું છું.

ભાનુ બ્હેનમાં દરેક જણ વાસ્તે પ્રેમ અને દયા હતા, અને એ ગુણોથી તેઓ દરેકને આંજી નાખતાં કોઇપણ દિવસે તેઓ ગુસ્સે થયા હોય એમ મને યાદ નથી, અને કોઈએબી કાંઇપણ વાંક કીધો હોય તે તેઓ પ્રેમથી સુધારતા. તેઓ પ્રેમની મૂર્તિ હતાં; અને અનેક નિરાધાર ગરીબ અને અન્ય દુઃખી જનના નિવારણ અર્થે જ જાણે પોતે જન્મ લીધો છે એજ એના જીવનનો આદર્શ હતો. ગરીબ અને પૈસાવાળાને સરખી નજરે જ જોતાં, અને માન આપતાં.

શારીરિક તથા માનસિક વ્યાધિના અસહ્ય દુઃખથી પીડાતા બ્હેનની જીંદગી એટલી તો આનંદી હતી કે કોઇનેબી પોતાનું દુઃખ જણાવવા દેતાં નહિ. તેઓનો પ્રેમ એટલો બધો હતો કે પોતાના વીરોધીઓનેબી પ્રેમથીજ જીતતાં. આ જમાનામાં તેમનાં જેવાં બહુજ થોડાં હોય છે.

ઇશ્વર તેમના આત્માને શાંતિ આપે એ જ મારી પ્રાર્થના છે.

# બ્હેન
# ને
# અંજલિ.

૧

સ્મરણો અનેરાં નિત્ય તારાં બ્હેન તાજાં થાય છે,
ગઈ છતાં વાતાવરણમાં નિત્ય તું દેખાય છે.
વસુધા કુટુંબ ગણ્યું દયાના દાન દીધાં પ્રેમથી,
કૃતાર્થ થઈ તું બ્હેન **ભાનુ**! ધન્ય કહીને જાય છે.

૨

ઉજ્વળ હતાં મંદિર દેવી શારદા વસતી હતી,
તેજે **મણિ જગદિશ** ને વળી **ઇશ**ને ગમતી હતી.
ગૃહનાથના પ્રિય સાથમાં તું કર્ણધાર સમી હતી,
કૃષ્ણની **લીલા** તણી માતા યશોદા સમ હતી.

૩

પ્રત્યેક ચીજમાં કલાને આદર્શ દેખાતો હતો,
માનવ જીવનનો પુણ્ય દીપક મંદિરે પ્રગટયો હતો.
થોડયું બળ્યો પણ **શાન્ત**ને આધાર પોષકતો હતો,
શ્યામતા છાઈ અચાનક લુપ્ત આમ થઈ જતો.

શાન્તા

# સ્મરણાંજલિ.

## હરિગીત છંદ.

(૧)
ભૂલોક ત્યાગી બ્હેન ભાનુ
સ્વર્ગવાસી થઈ ગયાં;
સંસાર સાગરને તરી
સામે કિનારે વહી ગયાં.

(૨)
દેહ સ્થૂળ ત્યાગી અને
તમ જીવ શિવ શરણે ગયો;
આત્મા વિકાસી તમ થયો
પરમાત્મમાં તે મળી ગયો.

(૩)
"હું જતાં રડશો ન કોઈ"
આદેશ તમ એ સાંભળે;
પણ સ્નેહ સદ્‌ગુણ તમ તણા
રડતાં ન રાખે કોઈને.

(૪)
રડવું બધું અમ સ્વાર્થનું
સત્કર્મ તમ સાધી ગયાં;
સુખ સાજ સહુ સંસારનાં
છે ક્ષણિક એ સમજી ગયાં.

(૫)
નામ તમ ભાનુ હતું
તે સાથ ગુણ તેવા હતા;
ભાનુ તણી ઉપાસના
તમ પાસથી જન પામતા.

(૬)
સત્કાર સાક્ષરનો થતો
તમ પાસ જે નીત આવતાં;
સ્મિત હાસ્યના સન્માનથી
તમને બધા એ ચાહતા.

(૭)
આદર્શ જીવન તમ હતું
તે ઉભય કુળ ઉજવાળતું;
સંસારનાં સ્નેહી સગાં
સહુ કોઈ તમને ચાહતું.

(૮)
વેણી કહે તમ જીવનની
સ્મર્ણાંજલિ મુજ જીવનમાં;
એ જીવન મુજ જાતાં સુધી
જાશે નહિ મમ જીગરમાં.

હોમીવિલા,
પંચગની.

વેણીશંકર કાનજી દવે.

# ભાનુમતી
## રાજયક્ષ્માની વેદીએ.

**શ્રી. મથુરાદાસ ત્રિકમજી, બી. એ.–આલમોરા.**

દુર્વાસા જેવો સદા સદા અને સતત ભુખ્યો એવો રાજયક્ષ્મા જગત્‌ની સંસ્કૃત પ્રજામાં ઘેર ઘેર નાનાં મોટાં થાણાં થાપી પજવણી કરી રહ્યો છે. તેની ક્ષુધા જેના તેનાથી તૃપ્ત થાય છે છતાં તે ક્રૂર કાલરૂપ સ્વાદ કાજે તો યુવાન અને યુવતીઓનાજ બલિદાન લે છે. ખીલતાં અને વિકસતાં જુવાનીઆઓની આશા અને અભિલાષાને તેઓના ઉમંગ અને તરંગને પરપોટા જેવા બનાવી ફોડી નાખવામાં મજા મણે છે.

**ભાનુ**મતી બ્હેનને ભાગે પણ આજ રોગ સાથે સંગ્રામ ખેલવાનો આવ્યો. તેણે રાજયક્ષ્માનો પરાજય કરવા પ્રયત્ન આરંભ્યા, જયવિજયના ભણકાર અનેકવાર થયા પણ અંતે તે ભણકાર જ રહ્યા. ચિરંજીવી જેવો થઇ બેઠેલો રાજયક્ષ્મા યમ નીવડ્યો; **ભાનુ**મતી સંગ્રામમાં ભોગ થઈ પડ્યા.

**ભાનુ**મતીએ "જીવન વન અતિ વેગે વટાવ્યું." જેઓ તેના પરિચયમાં આવતા તેઓને તેનો મીલનસાર સ્વભાવ ખાસ ધ્યાનમાં આવતો. તેની વૃત્તિ સૌની સાથે મીઠાશથી વર્તવાની રહેતી. પંચગનીના ભવ્ય પ્રદેશમાં આરોગ્યની શોધમાં જઈ વસતાં અનેકાનેક કુટુમ્બો સાથે સંબંધ કરી તેઓનું એકલાપણું રાખતાં. વાંચન અને સંગીત અને ખાસ કરી તંતુવાદ્ય તેને કાલવ્યય કરવામાં સહાયક હતા. તેને પંચગનીમાંના નિવાસ દરમ્યાન ઉર્દુ લિપી શીખવા અવસર મળ્યો તે તેણે તરત સાધ્યો અને લિપી શીખી ઉર્દુ વાંચન શરૂ કર્યું; સંસ્કૃતનો અભ્યાસ પણ આરંભ્યો. આપણે ત્યાં પુરૂષોમાં પણ થોડાક જ ઉર્દુ લિપી જાણે છે; **ભાનુ**મતીની આ પ્રાપ્તિ અવશ્ય સ્તુતિ યોગ્ય લેખાય.

**ભાનુ**મતીના દેહનો વિલય વહેલો થયો પણ તેનું સ્મરણ અનેકોને તેટલું ક્ષણિક નહિ નીવડે.

# પારેખ બ્હેનો.

## તરફથી:-

હમારા અદના વિચાર મુજબ ગરીબ બેહેન ભાનુમતીનાં સદ્‌ગુણોની તારીફમાં શું લખવું તેજ કલ્પી શકાતું નથી. ફકત થોડાજ વખતના હમારા એમની સાથના પરિચયમાં હમને એમનાં પ્રત્યે લાગણી અને માયા બંધાઇ હતી. હમો જેમજેમ વધુ સંબંધમાં આવતાં ગયાં, તેમ તેમ એક બીજાં તરફ સ્નેહ વધુજ મજબુત થતો ગયો, તે એટલા સુધી, કે છેલ્લાં છુટાં થતી વખતે, આંખોમાં આંસુઓ સાથેજ હમો એ બેહેનનું મકાન છોડી આવ્યાં.

પોતે, તનથી દુઃખી હોવા છતાં, બીજા પ્રત્યેનું દુઃખ જોઇ જીવને બાળવો, અને ગરીબ તેમજ દુઃખી દરદીઓને દીલાસાનાં સખુનો કહી, તેઓનું મન હરી લેવું એ મુખ્ય વખાણવા લાએક ગુણ એ બેહેનમાં હમોએ જોયો હતો.

અરે! હવે એ શુદ્ધ, સફેદ, સ્વચ્છ કપડામાં સજ થએલો, તે હસ્તો ચેહેરો ક્યાં જોવા પામીશું?

પૈસાથી તેમજ શબ્દોથી જેટલી થાય એટલી સખાવત ચાલુ કરતાં રહેવું, એ એમનું કર્તવ્ય હતું; અને આટલા નાનાં પણ સુખવાસી પંચગની ગામમાં સર્વેનાં માનીતાં થઇ, કીરતી મેળવી, આખરે બીચારાં આ ફાની જહાંન સદા માટેજ છોડી ગયાં. બીચારાં, ગરીબ દયાવંતા બેહેન! ખરેજ! એમની જગ્યા તો કોઇજ પુરી શકનાર નથી. ખુદા! એ તનથી દુઃખી થયલી બેહેનના મુકતી પામેલા આત્માને હમેશની શાંતિ બક્ષજે.

# ભાનુનો કલાપ.

સૌ. **ભાનુ** બ્હેન એટલે સૌમ્યતાની સાક્ષાત્ મૂર્તિ, સહૃદયતાનું મુમૂર્ત સ્વરૂપ, અને એક નિર્દોષ જીવન. મુંબઇના શેઠ ધરમદાસ ભગવાનદાસ (રૂપજી ધનજીના કુટુંબના)ના નામાંકિત તથા ધનાઢ્ય કુટુંબમાં જન્મ; તેમનો લગ્ન સંબંધ પણ તેવા જ નામાંકિત તથા લક્ષ્મીવાન શેઠ માધવદાસ પ્રેમજીના કુટુંબમાં તેમના પુત્ર શેઠ રણછોડદાસ સાથે; છતાં નહોતી તેમને લક્ષ્મીની ખોટી મોટાઈ, કે કુટુંબના ગૌરવનું મિથ્યાભિમાન. તેમનું સારૂંએ જીવન નિર્દોષ હતું. તેમની કુટુંબવત્સલતા હરકોઇને આકર્ષક હતી. બીજાના દુ:ખે તેનું હૃદય દ્રવતું.

મારો સ્વ. **ભાનુ** બ્હેન સાથેનો પરિચય બાલ્યકાળથી જ હતો. જ્યારે જ્યારે તેમની સાથે વાર્તાલાપનો પ્રસંગ મળતો ત્યારે ત્યારે તેનું લાગણીભર્યું તથા ભાવભીનું હૃદય હું વાંચી શકતો. સંજોગોવશાત્ મહીનાઓ બલ્કે વર્ષો સુધી પણ તેમને મળવાનો પ્રસંગ ન આવતો. અમુક લાંબા સમય પછી કોઈ કોઇ વાર તેમને મળવાનું મન થતું, પરંતુ મનને એમ થયા કરતું હતું કે રખેને **ભાનુ** બ્હેન, મોટે ઘેર ગયા પછી મને ભૂલી ગયા હશે તો ? એવી માન્યતાથી હું પણ તેમને મળવાની ઉત્સુકતા ન દેખાડી શકયો. તેવામાં અચાનક તેમને મળવાનો પ્રસંગ આવ્યો અને જોયું, તો પૂર્વેની જેવી જ લાગણી તેવી જ સહૃદયતા, તેવું જ ભાવભીનું હૃદય અને તેવું જ મમતાભર્યું તેમનું વર્તન. અને ત્યારે જ મને ઉતાવળથી તેમના વિષે મત બાંધવામાં મારી ભૂલ જણાઇ.

સૌ. **ભાનુ** બ્હેનની ધર્મ ઉપરની લાગણી કોઇપણ અંશે ઉતરતી નહોતી. તેમનું ધાર્મિક પુસ્તકોનું વાંચન પણ વિસ્તૃત હતું.

પ્રભુ સદ્‌ગતના આત્માને શાન્તિ આપો.

કરાંચી. **પુરુષોત્તમદાસ કરસનદાસ ગોરડીયા.**

# એક સંસ્મરણ.

**શ્રી. ડૉ૦ અંબાલાલ એમ. મહાદેવીયા,** એલ.એમ.એસ.
ચીફ મેડીકલ ઓફીસર:–જાવરા.

સૌ. ભાનુમતી બ્હેન અતિ મીલનસાર અને શાન્ત સ્વભાવનાં મારા અલ્પ પરિચયમાં મને લાગ્યાં.

એમની માંદગીમાં અનેક વાર બન્ધુ ભાવે જોવા જતો અને જ્યારે જ્યારે મને એમને એ નિમિત્તે મળવાને પ્રસંગ પ્રાપ્ત થતો ત્યારે ત્યારે એમની બુદ્ધિ, શાન્તિ અને ઉત્સાહ એવાને એવા જ હું અનુભવતો; ક્ષય જેવી ભયંકર અને જીવલેણ માંદગીમાં તેમને નાસીપાસ થતાં મેં અનુભવ્યા નથી. જે જે ઉપચારો તેમને સૂચવવામાં આવતા તે સર્વ શ્રદ્ધા રાખી કરતાં. તેમના રૂમમાં દાખલ થતા સ્વચ્છતા ખુણે ખુણે જણાતી. અને એ ઉપર પોતે અતિશય કાળજી રાખતાં. ઉંચ શિક્ષણ તથા અનેક વિદ્વાનોના પ્રસંગમાં આવેલાં હોવાથી તેઓ પ્રસંગોપાત અમુક વિષય ઉપર વિવેચન કરતાં. અંગ્રેજી, ગુજરાતી, સંગીત તથા ધર્મ સંબંધી સારૂં જ્ઞાન હતું અને વિદ્યાભ્યાસ વધારવા ઉત્સાહી રહેતાં. વિદ્વાનો પ્રત્યે તેમનો પ્રેમ બહુ હતો. પતિ પ્રત્યે તેમને અત્યંત પ્રેમ હતો અને ઘરમાં સર્વની સાથે તેમનું વર્તન સ્તુતિપાત્ર હતું. પોતાની પુત્રવધૂને દીકરી સમાન ગણી ઘણા પ્રેમથી તેની સાથે વર્તતાં.

જે જે તેમનાં પરિચયમાં આવ્યા હશે તે દરેકને તેમના પ્રત્યે અત્યંત પ્રેમ તથા ઉચ્ચ અભિપ્રાય હશે. તેમના જેવા સદ્દગુણી પત્ની કોઇ પુણ્યશાળીને જ પ્રાપ્ત થાય છે. પ્રભુ તેમનાં આત્માને શાન્તિ આપો.

# ભગિની સ્નેહ સ્મરણ.

**શ્રી૦ રણછોડદાસ જગજીવન કાપડીયા,** બી. એ; એલ. એલ. બી.-**મુંબાઈ.**

આજથી લગભગ ચાર વર્ષ અગાઉ મારે તંદુરસ્તી માટે પંચગનીની શીતળ ટેકરી ઉપર હવા બદલ માટે જવાનું અને ત્યાં રહેવાનું થયું હતું. પંચગનીની હવા સૂકી, શીતળ, અને સ્વચ્છ હોવાથી નબળાં શરીરોને આરામ જલદી થાય છે; તે નિવાસ દરમ્યાન મારે શ્રીમતી બ્હેન **ભા**નુમતીનો પરિચય થયો. સમકાલીન અને સમાન તંદુરસ્તીની સ્થિતિવાળા વચ્ચે ત્યાં પ્રસંગ તથા પરિચય કુદરતી રીતે વધવા લાગ્યો. તેમાં શ્રીમતી બ્હેન **ભા**નુમતીનો મિલનસાર અને સ્નેહાળ સ્વભાવ તેમજ આંતરીક લાગણી જે કોઈ તેના સહવાસમાં આવતું તેની પ્રત્યે એટલી હતી કે તેમનું સાક્ષીભૂત હૃદય જરૂર દ્રવતું. જે કોઈ તેમનાં સહવાસમાં આવતું, તે તેમના ગુણની પરીક્ષા કરી લેવામાં ને તેના ગુણ મધુકર વૃત્તિથી ગ્રહણ કરવામાં તેમનામાં અગાધ તીવ્ર દૃષ્ટિ હતી. પુરૂષ અથવા સ્ત્રી પરીક્ષા તો તેમનું સહજ કાર્યક્ષેત્ર હતું અને તેમ કરવામાં તેમનાં શીલના ગૌરવનું ભાન બીજાઓને આદર્શરૂપ થતું હતું. પોતાને મહા વ્યાધિ થયો હતો, તે સહન કરવામાં તેમની ધીરજ અને શાન્તિ બીજાને દાખલારૂપ થતી હતી. પોતે સારી શ્રીમંતાઇમાં હોવા છતાં અભિમાન તથા મોટાઇ શું છે તેમનો ખ્યાલ પોતાને ક્વચિત્ જ આવતો. માત્ર પારકા ઉપર કેમ ઉપકાર કરવો અને બીજાનું શ્રેય તેમાંજ પોતાને સુખ શાન્તિ મળતી.

## સ્મૃતિ

ઉંચ કોટીનો સંસ્કારી આત્મા કદી પણ ધર્મવિમુખ હોતો નથી. પોતે પોતાના ગૃહિણી તરીકેના ધર્મ અને માતા, પુત્રી, ભગિની વિગેરે તરીકેના ધર્મ બજાવવામાં લેશમાત્ર ખામી આવવા દીધી નથી, તેનો સાક્ષી પુરાવો તેમનાં આપ્તજનોના હૃદયો જ પુરતા હશે. આજની વીસમી સદીના સર્વ પ્રકારના શિક્ષણો જોઈ મેળવી જુના જમાનાને તદ્દન તિલાંજલી આપી ન હતી; પણ તેમના જીવન–નાવિકે ઉછળતા સંસાર સાગરમાંથી મધ્યમ રસ્તો લઇ શુદ્ધ ભાવનાથી સુકાન હાથ લઇ પોતાની ટુંક મુદતની મુસાફરી પૂર્ણ કરી પેલી પાર પ્રાપ્ત કરી લીધી.

પરમાત્મા ઉપર પૂર્ણ શ્રદ્ધા અને ભક્તિનો એક જ અપૂર્વ દાખલો લઇએ તો પોતાનું નામ તેવી તેની ઉપાસના અને ભક્ત. શ્રીમતી ભાનુએ કરેલી "ભાનુની ઉપાસના." જે કોઇને તેમના સહવાસનો એક વાર પણ ક્ષણીક પરિચય થયો હશે તેનું હૃદય જરૂર ખિન્ન થઈ અશ્રુનાં ચાર ટીપાં ખાળ્યા વિના રહેશે જ નહિ, બલ્કે રહી શકાશે જ નહિ અને તે એટલે સુધી કે વૃક્ષ નીચે અથવા શિલા ઉપર પણ તેનો વાસ–સહવાસ પરિચય થયો હશે તો તે વૃક્ષ–શિલા પણ તેમની સ્મૃતિ–સ્તુતિ કરી બે ઘડી દ્રવિત થશે. અસ્તુઃ પરમાત્મા તેમનાં અમર આત્માનું કલ્યાણ કરે અને શાશ્વત શાન્તિ આપે એજ પ્રાર્થના.

# ભાનુનીજ્યોતિ.

શ્રી૦ ઠાકોર સી દેસાઈ, બી. એસ. સી.

પૂજ્ય ભાનુમતી બ્હેનના અંગત પરિચયમાં આવી તેમનાં અનેક ઉપકારોથી ઋણી થયો હોવાથી હું તેમનાં અકાળ અવસાનથી દુ:ખી થએલા આત્માઓ સાથે તેમનાં સુકૃત્યોનો કંઇક પરિચય જનસમાજને ચરણે ધરવો એ મારૂં કર્તવ્ય સમજું છું.

દુ:ખી માનવસૃષ્ટિમાં અનાયાસે કોઇ વિરલ આત્મા પોતાની સુવાસ પ્રેરી, દૂર દૂર થાય, પોતાના માયાળુ સ્વભાવથી અન્ય આત્માઓમાં માયા મૂકી જાય, તો સહસા કોઇ પણ ઉપકૃત નેત્રમાંથી એકાદ અશ્રુ-બિંદુ અંજલિરૂપે સરી પડે એ સ્વાભાવિક છે. વિભુના ન્યાય અને અન્યાયના ધોરણ વિષે શંકા થાય, પરંતુ તે મહાન શક્તિના દરેક કાર્યમાં કંઇ પણ માનવબુદ્ધિથી દૂર, એવું રહસ્ય છે એમ સંતોષ ધારી ઇશ્વિરી સંકેતને નમન કરવું પડે. એમનો મિલનસાર સ્વભાવ તેમનાં પરિચયમાં આવતાં દરેક માણસમાં તેમનાં પ્રતિ પૂજ્યબુદ્ધિ ઉત્પન્ન કરતો. એવું કોઇ પણ માણસ ન હોય કે જેણે તેમનાં તરફથી લાગણી દુ:ખવતા શબ્દો સાંભળ્યા હોય, કારણ કે તેમનું ધ્યેયજ દુ:ખી આત્માપર અમી વર્ષાવી સુખી કરવાનું હતું. આધ્યાત્મિક જ્ઞાનનો અભ્યાસ એ એમનો ખાસ શોખ હતો. પોતાને સંસ્કૃતનો અભ્યાસ ન હોવા છતાં પોતાના અંગત વિદ્વાન માણસોના પરિચયથી જનસમાજમાં, પવિત્ર જ્ઞાન તથા નિર્મલ ચેતન પ્રેરે એવી

"સૂર્યોપાસના" મૂકી ગયા છે. ભારતના પ્રાચીન જ્ઞાન તથા સંસ્કૃતિનો એ અંશ ભવિષ્યની પ્રજાને ભૂતકાળના જ્ઞાનની યાદ આપી, આધુનિક ફક્ત મોજશોખના પોષણ અર્થે ઉદ્ભવેલી વૈજ્ઞાનિક જડતા (Scientific materialism) એ માનવજીવનનું અંતિમ ધ્યેય નથી એ શીખવી જનસમાજને આધ્યાત્મિક જ્ઞાન તરફ દોરે છે.

તેમની ઉદારતા પ્રશંસનીય હતી. ઘણાય સમુદ્રને તળીએ ભીષણ અંધકારમાં છુપાએલાં રત્નો એમની ઉદારતાથી પ્રકાશમાં આવ્યાં હશે, ઘણાય અસ્થાને કરમાતાં પુષ્પો એમની ઉદારવૃત્તિથી અમીસિંચન પામી ઉજ્જડ રેતીના રણમાં પોતાની મધુરતા વેડફી ન મારતાં કોઇ રમણીય ઉદ્યાનમાં સ્થાન મેળવવાને ભાગ્યશાલી થયા હશે, પરંતુ આજે એ બધા મ્લાન થઇ ઈશ્વરી ઇચ્છાને આધીન થઇ મૂકભાવથી ઉભા છે. વધારે શું લખવું? લખવાને શબ્દો નથી. મહાનની મહાનતા વર્ણવી શકાતી નથી. ફક્ત તેમનાં સુકૃત્યોજ કાળના પ્રવાહમાં અચળ રહી તેમની ગહનતાની ચિરકાળ સાક્ષી આપશે. પ્રભુ એ અમર આત્માને અખંડ શાંતિ અર્પો.

## ભાનુમતીબ્હેન.

### શ્રી૦ ખુશાલ ખેંગાર થોભણ: મુંબાઈ.

બ્હેન **ભા**નુમતી સાથેનો પરિચય મને ઘણા વર્ષોનો હતો. એમની લાગણી, માયાળુ સ્વભાવ અને એવા અનેક સદ્દગુણો એમનામાં હતા કે જેના વર્ણન કરવામાં પુસ્તકોનાં પાનાં ઉભરાઇ જાય.

એમના સદ્દગુણોવડે એમજ લાગે છે કે **ભા**નુબ્હેન જાણે જીવતાંજ છે. આપણા દેશની આર્યબાળાઓમાં એવા ગુણો પ્રભુ ઉતારે અને બ્હેનના આત્માને એ દયાળુ શાન્તિ આપે એવી મારી પ્રાર્થના છે.

## શ્રીમતી સૌ. બાઇ ભાનુમતી.

અમારા શેઠાણી સૌ. બાઇ **ભા**નુમતી બ્હેનનો પરિચય મને તેમના તેજપાળરોડ પરના "**ભા**નુ મેન્શન"માં થયો.

દર સાલ મુજબ શ્રી અન્નકુટના ઓચ્છવનો પ્રસાદ અલીબાગથી મુંબાઈ શેઠને ત્યાં લઇ જતો હતો. શ્રીમતી **ભા**નુમતી બ્હેનનો પરિચય મને આવા પ્રસંગોએ પ્રાપ્ત થતો અને મારા પરિચય દરમીઆન હું અનુભવતો કે એમની વૃત્તિ ધર્મ પ્રત્યે વિશેષ હતી. મહાન ભકત કવિશ્રી જયદેવની અષ્ટપદીઓ જ્યારે પોતે દીલરૂબા ઉપર ગાતાં ત્યારે આજુબાજુનું વાતાવરણ પવિત્ર થઇ જતું.

તેમના હ્રદયમાં ભક્તિ, વર્તનમાં વિનય અને સાદાઇ એટલાં બધાં હતાં કે શ્રીમંતાઇનો ગર્વ મેં કદીપણ બ્હેનમાં અનુભવ્યો નથી. શ્રી રાધાકૃષ્ણ તેમના પવિત્ર આત્માને ચિર શાન્તિ આપો એવી આ રંક હ્રદયની પ્રાર્થના છે.

શ્રી રાધાકૃષ્ણ મંદિર,
અલીબાગ. } **મુખ્યાજી ભીખુ પુરૂષોત્તમ.**

# મ્હારો અનુભવ.

શ્રી. બાબુલાલ વર્ધમાન મોદી, બી.એ.એલ.એલ.બી.–પંચગની.

અમે એકજ કમ્પાઉન્ડમાં લગભગ બે વર્ષ રહ્યાં, તે દરમીયાન સૌ. બ્હેનની ખાનગી તેમજ જાહેર જીન્દગી નિરખવાના અનેક પ્રસંગો મળ્યા હશે. ગૃહ સંસાર ચલાવવાની એમની કુશળતા, સર્વ પ્રત્યે સમાન ભાવ, નોકર ચાકરો પ્રત્યે તેમનું માયાળુ વર્તન તથા પોતાની શ્રીમંતાઇને છાજે તેવું ઉદાર હૃદય વિગેરે સર્વ સદ્દગુણો તેમનામાં પૂર્ણ પ્રકાશમાં ખીલી નીકળ્યાં હતાં.

જે જે માણસોના સહવાસમાં તેઓ આવ્યા હતા તે સઘળાના હૃદય ઉપર પોતાના સદ્દગુણોની છાપ પૂરી પાડી શકયાં છે. એમનું આખું જીવન પ્રેમમય હતું. ધર્મમાં પૂર્ણ શ્રદ્ધા છતાં અંધ શ્રદ્ધાળુ ન હોતા. સુધારાની સ્વતંત્રાને ચહાતા પણ તેના સ્વછંદ તેમને પ્રિય નહોતા. પૂર્વના સુસંસ્કાર વિના આવા રત્નો આ યુગમાં જન્મી શકતાં નથી. પ્રભુ એ પવિત્ર આત્માને શાન્તિ આપો એજ અભ્યર્થના!

# અમૂલ્ય રત્ન.

**શ્રી. રમણિકલાલ ગિરધરલાલ મોદી,** એમ.એ. લુણાવાડા

Full many a flower is born to blush unseen
And waste its sweetness on the desert air.

*'Gray'*

સંસારની અતિ ગહન સરણિમાં અનેક જીવો યાત્રાળુરૂપે મુસાફરી કરી સ્વધામ સિધાવે છે. જીવન્ત જગત્ સમજે છે કે શેષ જીવો સ્થાયી છે–અમર છે. કેટલીક વિભૂતિઓ જગતને ઋણી બનાવે છે–કેટલીક હજુ પર્યટન કર્યાજ કરે છે. સૌભાગ્યવંતા **ભાનુ**મતી બ્હેન સૌ કોઇ જે એમનાં સમાગમમાં આવ્યા છે તે સર્વેને વિના અપવાદ ઋણી કરી ગયા છે. શિખવાની ઇચ્છા રાખનાર એમના સ્વભાવ સૌજન્ય અને સરળતાપરથી સુંદર પાઠો શિખી શકે. શ્રી કૃષ્ણ ભગવાનના કથનાનુસાર 'यस्मान्नोद्विजते लोको लोकान्नोद्विजते च यः' તેમણે પોતાની જીંદગીમાં કોઇનું અંતઃકરણ દુભાવ્યું હોય એવું મારા અનુભવમાં નથી. બ્હેનના નિકટમાં નિકટ પરિચયમાં આવનારી વ્યક્તિઓ પૈકી હું એક છું. એમને શિખવાડવા કરતાં એમની પાસે શિખવાનું ઘણું મળતું. એમના મગજવાળી મહિલાઓ કવચિતજ સાંપડે છે. જન્મથી ઉચ્ચ કુળમાં જન્મેલાં અને તેમાં વળી પૂજ્ય માતા પિતાના તથા સુજ્ઞ સહોદરોના સંપૂર્ણ અને સંસ્કારમય સહવાસમાં રહેલાં એટલે સુવર્ણ અને સુગંધિ એ ઉભયનો યોગ એમનામાં

પળે પળે દૃષ્ટિગોચર થતો. હિંદુ સંસાર આવાં અલૌકિક રત્નોવડે પોતાને અભિમાની માને પરન્તુ એવા અમૂલ્ય રત્નોના રક્ષણનો તેમ સંવર્ધનનો યત્ન ન કરે તો આખરે ખોટજ રહેવાની. **ભાનુ** બ્હેનની સ્મૃતિ સ્મરણપટપર તાજીજ રહેશે. એમનો સાહિત્ય વિલાસ, કળાની ઉપાસના, ભક્તિભાવ તથા પોષક વૃત્તિ–એ સર્વેની દુનિઆને ઘણીજ જરૂર હોય છે. તેથી એ સર્વે સ્મૃતિપટપર સર્વદાને માટે અંકાયાં. આ નશ્વર સંસારમાં બ્હેન **ભાનુ**મતીએ તો પોતાને ગમતો યશ સંપાદન કર્યો. દુઃખ માત્ર પાછળ અશ્રુ સારનાર સમાગમી અને સહોદરોને છે. એ દુઃખનું ઔષધ માત્ર એકજ–સૌભાગ્યવંતા બ્હેનના જીવનનું અનુકરણ અને એમની વાત્સલ્યની ભાવનાની ખીલવણી.



## અમારા 'બાઇ.'

સૌ. બ્હેન **ભાનુમતી** બ્હેનને અમારો તમામ સેવક વર્ગ "બાઇ" તરીકે સંબોધતો. **બાઈ**નું નામ પડતાં પ્રાણ દેવા અમે તૈયાર થઇ રહેતા. તેમની છાયા હેઠળ અમને જે સુખ, શાન્તિ અને અમ ગરીબોની દાદનો ન્યાય મળતો તે લખવાને આ વૃદ્ધ બુદ્ધિમાં શક્તિ રહી નથી. મુંબાઇ, અલીબાગ, લાનોલી, દેવલાલી અને પંચગનીના અમારા સદ્ગુણી બાઇના તમામ નોકર ચાકરો વતી પ્રભુ પાસે હું અંતરથી પ્રાર્થના કરૂં છું કે, "હે પરમાત્મા! અમારા **બાઈ**નો પવિત્ર આત્મા જ્યાં હોય ત્યાં એને અખંડ શાન્તિ આપજે."

ગંગા આશ્રમ,
બાણગંગા.

**સારથરામ તુળજારામ વ્યાસ.**



**Shrimati Bhanumati**
( श्रीमती भानुमती )

"I sometimes hold it half a sin
To put in words the grief I feel;
For words, like Nature, half reveal
And half conceal the soul within.

*Tennyson's In Memoriam.*

## LOVING MEMORY.

No more have we to hope or fear,
Or seek to smooth thy way;
God held thee all too dear,
He would not let thee stay.
I watch'd her breathing thro' the night,
Her breathing soft and low;
As in her breast the wave of life,
Kept heaving to and fro.

Ganga Ashram,
Ban Ganga.

*Mary Rose.*

In ever loving and never fading memory of *Bhanumati*, my beloved sister, who left us for her eternal home on the 23rd September, 1928 at Panchgani.

## A REMEMBRANCE.

By Dr. SORAB B. VAKIL, L. M. & S.:-Panchgani.

I came across Mrs. Bhanumati Ranchoddas first as a patient, subsequently as a friend for several years. As a patient she bore her sufferings with great patience and upto the last she kept so hopeful that she allowed no one to realise that she was leaving this world soon. As a friend her affable generous nature attracted so many towards her. She had great faith in her and always advised others for the gratification of one's soul. She was charitable in deposition and helped the poor as far as possible. We all miss her and whenever we visit her house we find her place vacant. She shall not be forgotten for a long time by many of her friends. May her soul rest in peace.!

## IN MEMORIAM.

By Dr. V. G. RELE, L. M. & S; F. C. P. S.

To write a 'few lines' in memoriam to a person whom we know very intimately is a task beyond the scope of persons who are not poetically inclined. I for one cannot condense all that I knew about the late Mrs. Bhanumati Ranchoddas in a 'few lines,' but I have to fulfil the task out of regard for the departed soul as her brother Jagmohandas wanted a "few lines" from me to be appended to the story of her life that he was compiling. I cannot but express my sympathetic agreement for the noble task that he has undertaken.

I had treated Bhanumati as a patient even before her marriage and I knew her as a clever, intelligent but impulsive girl; but other rare qualities she possessed shone out only after her marriage. Though married to a wealthy husband, she never allowed her cleverness and intelligence to be replaced by arrogance and haughtiness; on the

contrary she supplimented these qualities by humility and compassion. In her new surroundings, she soon became a person to be loved and respected. She was ever a friend of the poor and distressed and helped them to relieve their sufferings by catering to their wants at the sacrifice of money and personal comforts. She had a rare quality of making friends of all whether rich or poor, arrogant or aggressive; and what is more she tried to infuse them with her own qualities.

Though impulsive by nature, she never allowed the impulse to take a wrong channel; at its worst, it took the extremes of her qualities of humility and compassion and many underserving took advantage of her by influencing her by their feigned woes. It was beleived by some that her impulsive nature would create a chaos in her new house-hold as she had a grown up stepson-Jagu to be looked after; but instead, until her death, there ruled under her guidance a perfect harmony between all the members of the family. Herself childless, she used all her motherly instincts in tending her stepson with loving care in his fatal illness-illness to which she also fell a victim three years later i. e. in the year 1928.

The death of her only stepson was a shock to her, but firm in mind she diverted her sorrows to the persuit of knowledge. She took to the study of Sanskrit at that late age and was very soon able to read and understand easy sanskrit texts. Acute of intellect she would have carried her persuit of knowledge still further; but things were destined otherwise. Fever took a close and hard grip of her system and in fighting a strenuous battle with it for three long months she was overpowered by the disease and fell a prey to it.

In her death Mr. Ranchoddas has lost a dutiful wife, a loving friend and a clever guide; for the life he is leading now is mostly of her making.

Being herself Bhanumati–the Sun–she was a devotee of the Sun as could be seen from her book सूर्योपासना which she distributed free to those who were anxious to know the significance and importance of the worship of the Sun; but by irony of fate the very solar light shone bright for a while to end like a meteoric light.

Bhanumati of love, kindness, compassion and humility is no more visible to the mortal world she has gone the way of all flesh. But what is

death !! It is a link in the continuity between the visible and the invisible, between the physical and the spiritual. She has left this world to put a stop to her visible physical activities to carry them on with the same energy, vigour and kindness in the invisible world beyond. May her immortal soul help those she has left behind to acquire for them the same qualities of head and heart which she manifested through the physical body of Bhanumati! May her body rest in peace!

We, her friends and relations, could only console ourselves by bringing to our mind the memorable lines "Life is but an accident and death is certain to the born."—Amen.

# LIVING THOUGH DEAD.

By Dr. M. C. JAVLE, J. P.

Death! The indispensable phase of the life of every created being! The All-ruling Power leaving nothing to go beyond its mysterious kingdom! It catches into its far-reaching clutches everything that exists in this universe! Death–that all-devouring power-snatches away from this world every being from the minutest insect to the mightiest human being, one day or the other. Beggars and even the kings, poor as well as rich, sinners and saints alike, the paths of all these—Ay–even "the paths of glory" as Longfellow says, "lead but to the grave!" 'Equality' is the only law of this mighty King of Destruction! In His sight all stand on the same level, nobody higher, nobody lower! He–the Inevitable One–does not care for human feeling, human griefs and human losses! He takes away what he wants, and leaves behind, what? The grief-stricken relatives, the sorrowful friends of one who is departed! But is it just to say that nothing but a brief sorrow for the relatives and friends is the only thing left behind by each and every human being? Will it be true to say so?

Ah, no, certainly not! As an eminent Marathi poet-saint says, "Even after Death, one must live in the form of Fame". Is not this Fame the lot of some human beings who depart from this world? Do they not live in this world through their fame for a long period after their departure? The fame which they leave behind may differ from that of others. Some acquire fame through their intellect, some through riches, some through adventures and still there may be some who become famous on account of their generous, loving, kind disposition. Our departed friend Bhanumatibai acquired fame of this last kind.

Endowed with enormous wealth, Bhanumatibai was a favourite child of the Goddess of wealth, still Pride, the natural follower of that Goddess, never came to her. In her a curious mingling of wealth and humility was seen. Always loving, always kind she was to all her friends. Though living a rich, luxurious life, she never slighted the poor; like that of her husband her generosity to them was unique; she would never utter a single harsh word even to her servants. Intensely religious in her heart, she never forgot God even in her prosperity. Even to her stepson she acted the part

of an extremely loving mother. Herself being childless she gave all her motherly love to him, and it was his death that was the chief cause of her death. Four or five days after his death she was seized with fever which led her to her end. Her loving husband's extreme efforts to cure her by any means were of no avail. These efforts only prolonged a little her span of life. But at last the inevitable Death came and took her away, too earlier, from the circle of her devoted husband, her dear relatives and her loving friends. Now, she will be no more among us physically. But in memory she will ever remain with us. The vivid picture of all her kind actions, loving words and generous deeds will always dance before our eyes. Though her earthly remains are no longer seen now, though we have lost in her a loving and a sincere friend in a physical form, still her spirit–the indestructible, changeless Spirit–is even now with us. Perhaps that eternal, deathless Spirit of hers will be intensely grieved to find us grieving for her physical death. So the duty of all of us–her dear relatives and her sincere friends–is to pray to God with all our heart to give Everlasting Peace and unbounded Bliss to her Soul.

# TO GOD DEVOTED
# FOR GOD DEPARTED.

By Mr. NARAYAN VASUDEV HUILGOL,
Jagirdar, Hon. Magistrate: GADAG.

I became acquainted with Mrs. Bhanumatibai a few years after her marriage. This acquaintance grew into intimacy on account of high qualities of her head and heart. She was extremely kind and equally liberal. Although very rich, she was never arrogant. She made many friends wherever she went, irrespective of the rich and the poor. To the poor she was more kind and helping. Though delicate in health, she tried her best to help others at her self-sacrifice. Her sympathy, wise advice and substantial help saved many a person from ruin, for which they all are deeply indebted to her.

During her stay at Panchgani I had the pleasure of accompanying her to the temples or to the friends. She was so devotional to God that she unhesitatingly submitted herself to the will of the Almighty. This she did, not in theory but in

practice. During her last illness a serious surgical operation was necessary and the critical condition of her health could not permit to perform the operation under chloroform. Even the eminent doctors failed to decide either way. But Bhanumati decided in a moment and boldly and unhesitatingly offered herself to the operation, which was successfully performed without chloroform. Even while in her sick bed she did not forget the poor and the needy.

So numerous are her noble characteristics that it is impossible to enumerate them all in such a short space.

Bereavement of such a noble and sublime soul is a matter of grief to us all who cherish her loving memory.

May God bless her soul with Peace!



मुक्ता वसन्ति तिमिरावृतदुर्दशाया—
मुद्घाटनेन रहितास्तु समुद्रमध्ये ।
त्वत्सदृशानि कुसुमानि वने बहूनि
पूर्णानि संति सुरसानि कतीह नूनम् ।।

  

જોને સમુદ્ર ઉદરે તિમિરે પુરાઈ
મોતી રહે અણવિંધ્યા ઉઘડે ન ક્યાંઈ
ત્હારા સમા કુસુમ કાન્ત રસે રસેલાં
રે! કેટલાં વન વિષે જ હશે ખીલેલાં?

## स्मरणाञ्जलयः

अर्पयिताः—

शास्त्री रेवाशङ्कर मेघजी (देलवाडाकर)

"श्रीकाशीय–सद्विद्यावागीशः" धर्मशास्त्रैकखण्डाचार्यः सनातनधर्ममार्तण्डः

अध्यापकः–श्रीदेवीदास लल्लुभाई संस्कृतपाठशालायाः मोहमयी.

(वसंततिलका)

उत्साहयन्ति! सुखयन्ति! विवर्धयन्ति! विश्वासयन्ति! मधुरं वचनं वदन्ति!
साहाय्यमाददति! दीनजनार्तिहन्त्रि! सुप्तो नु किं भगिनि! यन्न हि दृश्यसे त्वम् १

(वैतालीयं छन्दः)

भगिनि! क्षणमाकृतिश्च ते हृदि लग्ना खलु नापयाति नः;
करुणे! स्वजनस्त्वया विना करुणं रोदिति वीक्षसे न किम्? २
क्व गताऽल्पवयस्यदृश्यतां प्रविहाय स्वकुटुम्बिनो जनान्;
पतिभक्तिरते! पतिव्रते! कथमस्ता सति! भानुमत्यपि. ३
नहि लेखितुमस्मि च क्षमः शिथिलौ मे भवतःकरावुभौ
हृदयं च विदीर्यतेतरां न कथं क्लिश्यति ते मनो मृदु. ४

(द्रुतविलम्बितं छन्दः)

सृजति तावदशेषगुणाकरं युर्वतिरत्नमलंकरणं भुवः।
तदनु तत्क्षणभङ्गि करोति चेदहह! कष्टमपण्डितता विधेः॥ ५

१ पुरुषशब्दपरिवर्तनम् (भर्तृहरिः)

# શ્રી ગોપિકાગીત.

અનુવાદિકાઃ

**સૌ. બ્હેન ભાનુમતી.**

---

જન્મતાં વિભુ આપ આ વ્રજે
જય થયો અતિ પૃથ્વી ઉપરે
ઇંદિરા તણો વાસ વ્રજ વિષે
દયિત ! દર્શ દ્યો શ્રી પ્રભુ હવે (૧)

કમળગર્ભ શા નેત્રથી અરે !
વધ કરો પિયુ રંક ઉપરે
વગર મૂલ્યની દાસિકા અમે
સુરતનાથ ! દ્યો મધુર દર્શરે (૨)

અસુર તાપને અગ્નિ વૃષ્ટિથી
વિષમ જળ વિષે અભયતા દીધી
વિરહ દુઃખથી શોક ઉર વિષે
પ્રિય અમે નહિ યોગ્ય હાંસીને (૩)

નથી જ નંદના પુત્ર આપતો
અખિલ દેહિના બુદ્ધિ સાક્ષિ છો
વિધિથી યાચતાં વિશ્વ રક્ષણે
પ્રકટતાં સખા ! શ્રી યદુકુલે (૪)



શ્રીમાન શેઠ અને સૌ. ભાનુ બ્હેનનાં
જુદી જુદી અવસ્થાનાં ચિત્રો.

દુઃખદ તાપથી આશ્રયે વસ્યાં
ચરણુ શરણુ જે આપના ભણાં
સકળ કામને સિદ્ધ અર્પતો
સુખદ હસ્ત તે મસ્તકે ધરો (૫)

મંદ હાસ્યથી ભક્ત ઉરના
અદૃશ્ય રહી સખા! મદ વિદારતા
સ્મરણુ અમતણું કાન્ત! લાવીને
મધુર મુખડું દાખવો પિયુ! (૬)

વંદને વિભુ પાપ નાસતાં
ગાવડી પુઠે ચરણુ જે જતાં
કાલીય નાગના નૃત્યને સમે
ચરણુ જે ધર્યાં અમ હૃદે ધરો (૭)

મધુરતા ભરી મીઠી વાણીથી
મોહ પામતી નાથ કિંકરી
અમૃતે ભર્યાં અધરનું પિયુ
દાન દઈ હરો મદન તાપને (૮)

દેવ મંડળે અમૃતો પીતાં
કર્મ કામના પ્રબળ થઈ જતાં
તવ કથામૃતો તપ્ત જીવને
સુખદ શાંતિને મુક્તિ અર્પતાં (૯)

વદન હાસ્યથી નયન ઢાળતાં
અમસહે મીઠી વાતની મજા
પળપળે પિયુ! સ્મરણુ તે થતાં
અધિરતા ભર્યાં ક્ષોભ પામતાં (૧૦)

ગૌ ચરાવવા વન વિષે જતાં
અંકુરો તૃણ ઘાસ માર્ગમાં
કમળતુલ્ય જે ચરણ આપના
શ્રમિત થઇ જતાં નાથ માધવા! (૧૧)

સાંજને સમે શ્યામ કેશથી
રજ ઉડે મુખે કાન્ત માર્ગથી
શોભતા સખા કમળમુખથી
કયમ ન દર્શ દ્યો ઇંદિરાપતિ? (૧૨)

નષ્ટ થઇ જતી વિપદ્ વ્યાધિઓ
પરમ ભક્તને ધ્યાન માત્રથી
પૃથ્વીના પતિ જ્યોતિરૂપ શ્રી
ચરણકમળને અમ હૃદે ધરો (૧૩)

સ્વરિત બંસીના પરમ ભાગ્ય છે
અધરનું સુધા હર પળે મળે
વિસરતાં સુખો જગતણાં પિયુ
અધરામૃત તણું પાન યાચિએ (૧૪)

વન વિષે જતાં ત્રુટિ થાય છે
વિરહતાપથી યુગ ગણાય છે
મટકું મારતાં આપ દર્શમાં
જડ બ્રહ્માતણો દોષ માનીએ (૧૫)

પતિ સુત અને ભાઇ બાંધવો
સકળને ત્યજી અચ્યુતા ભજ્યા
મુગ્ધ થઇ રહ્યાં કપટિ સુર વિષે
અન્ય કયમ કરે ત્યાગ રાત્રિએ (૧૬)

ગુપ્ત ગોઠડી ઉદય સ્મરતણો
હસિત મુખડે નિરખતાં વિભો
સ્થાન રૂપ જે લક્ષ્મીજી તણું
ઉર સ્થળે અમે મોહ પામીએ (૧૭)
દુઃખડાં દૂર કરી શાંતિ સ્થાપવા
વ્રજ વિષે પ્રિયે! આપ અવતર્યો
પરમ ઔષધિ જાણતાં સખા!
વ્યથિત હૃદયને આપજો ત્વરા (૧૮)
વન જતાં ઝીણી કાંકરી પદે
પીડતી પ્રિયના ચરણકમળને
જીવન ગોપીના પ્રાણને પદે
વન જતાં ઝીણી કાંકરી પીડે (૧૯)
ભયવડે પિયુ! ચાંપતા અમે
કઠિન હૃદયમાં કાન્ત ચરણને
અધીરી બ્હાવરી ગોપીઓ તણું
રૂદન સાંભળી કૃષ્ણ દર્શ દે (૨૦)
વસન પીળું ને માળ કંઠમાં
નિરખી ગોપીનાં અશ્રુ નયનમાં
જીવન પ્રાણ છો નાથ! રંકના
શરણ રાખજો શ્રી હરિ! સદા* (૨૧)



*મૂળમાં લલિતછંદ છે, પરંતુ અનુવાદિકાએ લલિતછંદની રાહજ લીધી છે. ગુજરાતીમાં નવીન પ્રયોગ નથી. મહાકવિ પ્રેમાનંદે પણ ભુજંગી છંદ પરથી ભુજંગીની રાહ લખી છે જે સુવિદિત છે.

## ભાનુની ભવ્યતા.

### ભાખનાર: ભાઇ.

ભાનુ ! ત્હારી ભવ્યતા એટલે ભગવાન ભાસ્કરની ભભક ભરી રોશની. જેનાથી એ રોશની નિરખી શકાય એજ ત્હને જાણે. ન નિરખનારા ત્હને કંઇ જુદીજ દૃષ્ટિએ નિરખે. દૂરથી ત્હારી ભવ્યતા ભયંકર ભાસે પણ જેમ જેમ ત્હારા નિકટ પરિચયમાં ત્હારી ભવ્યતા નિરખાય તેમ તેમ ત્હારી ભવ્યતા કુસુમ સમી કોમળ લાગે. એ ભવ્યતાનાં નિર્મળા નીર તો જેણે પ્રેમથી પીધાં છે તે સર્વ આજે આંસુઓની સરિતા વહાવી ત્હને યાદ કરી રહ્યાં છે. નથી પીધાં તે અન્ય રીતે પણ ત્હારૂં સ્મરણ કરી ત્હને રૂવે છે.

ત્હારા ચ્હેરામાં ભવ્યતા ન હોતી, પણ ત્હારા દરેક કાર્યમાં, ત્હારી અમૃતવાણીમાં, ત્હારા ન્યાયમાં, ત્હારા દાનમાં, ત્હારી ભક્તિમાં અને સંસારના અન્ય અટપટા કાર્યોમાં તેં અમને સર્વને ત્હારી ભવ્યતાનાં દર્શન પ્રસંગે પ્રસંગે કરાવ્યાં છે. ત્હારી એ ભવ્યતાની રોશનીમાં તેં અમને આંજ્યા અને ત્હને નિરખવા અમને તેંજ જ્ઞાનચક્ષુઓ આપ્યાં. બ્હેન! તે સર્વ હું કઇ રીતે વર્ણવું તે સુઝતું નથી ?

શરીરમાં સુકલકડી સમી ત્હારી દેહલતામાં કઇ વિદ્યુત શક્તિ કાર્ય કરી રહી હતી તેની કલ્પના પણ અમને નથી તો ત્હારી કાર્ય કરવાની શક્તિઓ અમારાથી કેમ પિછાની શકાય ?

ત્હારી વાણીમાં પણ એક પ્રકારની ભવ્યતા હતી. બે શબ્દમાં તું ત્હારી જ્ઞાનપોથી ખાલી કરી સર્વને મુગ્ધ બનાવતી. તેવીજ રીતે ત્હારી લેખનશકિત કંઇ અજબ ભવ્યતા ભર્યું કાર્ય કરી રહી હતી. ત્હારો એકજ શબ્દ ત્હારા પત્રમાં એવો સુંદર આવતો કે તેના વિચારમાંને વિચારમાં અમારા દિવસો વિતતા. નિરૂત્સાહી ને એકજ શબ્દથી તું એવા આનંદ ને ઉત્સાહમાં આણતી કે ત્હારી ભવ્યતા નરી તરી આવતી. શુષ્ક વાતાવરણોને પણ તું એવા સંયોગોમાં ફેરવી નાખતી કે આનંદની સરિતાઓ ત્યાં ઉલટતી. ત્હારા સ્નેહમાં, સત્કારમાં અને ત્હારી ગૌરવભરી ચાલમાં ત્હારી ભવ્યતાએ કંઇકના જ્ઞાનભંડારોને ઝાંખા કર્યાં છે. ત્હારો સ્નેહ સંપાદન કરવો એટલે કાચો પારો પચાવવો. જેણે પચાવ્યો તેણે અમૃત પીધાં. ત્હારી સ્નેહજાળમાં એકજ વખત કોઇ ફસાતું તો સર્વદા તે ત્હારી ચરણરજ થઇને ત્હારી સમીપ બીચારૂં બેસી રહેતું ને ત્હારા નચાવે નાચતું. તું પણ એને માટે પ્રાણની પરવા ન કરતી અને ન ખેડવાના સાહસો ખેડતી.

ત્હારા નિજજનો માટે તો તેં લોહી રેડયાં છે. પ્રાણના બલિદાન હૃદયથી સમર્પણ કર્યાં છે. અને આ સર્વ માટે તું જે કંઇ કરતી તેની પાસેથી તું બદલામાં કંઇ આશા પણ રાખતી. એમને એમ એને જવા ન દેતી, અને તે ત્હારી આશા બીજી કંઇ નહિ પણ તે વ્યક્તિ ત્હારા ઉપર સ્નેહ રાખે તે હતી. દેખાવમાં વાઘસમાં વિક્રાળ અને હૃદયમાં પત્થર સમા પાષાણને ત્હારા માત્ર ચક્ષુદર્શન અને પરિચય થતા બીચારા બકરીસમા ગરીબડા થઇ જતા. આજે તે સર્વ પત્થરહૃદયો પણ પીગળી ભાનુની ભવ્યતાને સંભારી સંભારી અશ્રુ સારે છે. ત્હારી હઠ પણ અજબ ભવ્ય હતી. આનંદ હોય, શરીર સારૂં હોય અને અન્ન ત્હને પચતું હોય પણ જો એકજ ક્ષણમાં ત્હને વિચાર થયો કે બે મહીના અન્ન લેવું નથી તો તેજ ક્ષણે પાણી મુકી દેતી અને વિચાર પૂર્ણ કરતી. ત્હારી પ્રતિજ્ઞા તો

ભીષ્મસમી દૃઢ અને અચળ રહેતી. ભાનુની ભીષ્મપ્રતિજ્ઞાઓએ તો કંઇક-ને ભાનુ માટે વિચાર મુગ્ધ કર્યા છે. જીવનના એવા કેટલાએ આનંદને હસ્તે વદને તેં સદાને માટે તિલાંજલિ આપી જીંદગીની ત્હારી ભવ્યતાની ઝાંખી અમને અનેક વેળાએ કરાવી છે.

મીરાંબાઇ સમું ત્હારૂં સાદું અને પવિત્ર જીવન ગંગાના નિર્મળ નીર સમું પવિત્ર લાગતું. ત્હારા પુત્ર તુલ્ય ચિ. જગુભાઇના જતાંજ સર્પ જેમ કાંચળી ઉતારે તેમ ત્હારા સુંદર વસ્ત્ર અને આભૂષણોનો ત્યાગ તો ખરેખર અપૂર્વ જ હતો ! તે દિવસથી ત્હારા જીવનના મોહ વિરમ્યા અને તેજ પવિત્ર સાદું જીવન અંત સુધી ત્હારૂં રહ્યું.

બ્હેન ! વૃધ્ધોથી પણ જે મોહ આસક્તિ નથી તજાતાં તેનો ત્યાગ તેં રમતમાં કર્યો તે આજ સારૂં જગત્ જાણે છે. ત્હારી યુવાન વયમાં એક વૃદ્ધને છાજતું ત્હારૂં વર્તન, ત્હારૂં ચારિત્ર અને ત્હારૂં ગાંભીર્ય ત્હારી ભવ્યતામાં વધારો કરતા.

ન્યાયમાં ત્હારી ભવ્યતા કંઈ ઓરજ તરી આવતી. ન્યાય આપવો અને કોઇને પણ જો અન્યાય મળ્યો હોય તો એક બાહોશ ધારાશાસ્ત્રીની જેમ સત્યતાથી દલીલો કરવામાં તેં કદી પણ પાછી પાની કરી નથી.

બ્હેન જ્યારે મુંબઈ પધારતાં ત્યારે અમારે આંગણે દીપોત્સવીસમો આનંદવર્તી રહેતો. જીવનના સારા માઠા પ્રસંગોને યાદ કરી આનંદમાં ને રોવામાંજ અનેરી લ્હાણ અમે બ્હેન ભાઇઓ માતાની શીતળ છાયા હેઠળ માણતા. સ્હવારથી સાંજ–સાંજથી રાત બ્હેનને મળવા આવનારા-ઓની મેદની અને એ સર્વને હસ્તે વદને બ્હેન બીછાના ઉપર, શ્વેત વસ્ત્રોથી, બેસી સત્કારતી ત્યારે એની ભવ્યતા કંઈ ઓરજ ખીલી નીકળતી.

**ભાનુ**બ્હેન બોલે કે અમારે બધાએ એના પડતા શબ્દો ઝીલી લેવાજ જોઇએ, તેનું હૃદય ન દુભાવવું જોઇએ. આવા આવા અમને ઉપદેશ દેનાર મારી માતા પણ આજ પોતાની **ભાનુ**ને ગુમાવી સંસાર સુનો કરી રોતી બેઠી છે.

કુટુંબમાં, મોસાળ પક્ષમાં, શ્વશુરપક્ષમાં, અને ત્હારા સર્વ સ્નેહી મંડળમાં ત્હારા નામની વિજયધ્વજા ફરકતી. તેનું કારણ તેં ત્હારા પ્રેમાળ અને સ્નેહભીનાં હૃદયવડે સર્વને ત્હારા પોતાના કરી લીધા હતાં.

શ્રાવણ સુદી પૂર્ણિમા (બળેવ)ની મંગળ પ્રભાતે તું ગમે ત્યાં હો ત્યાંથી પણ ટપાલદ્વારે ત્હારી રક્ષા તો આવેલીજ હોય. ત્હારી રક્ષા એટલે શ્રીકૃષ્ણનું રક્ષાચક્ર. ઘાટ પણ એવો જ. રેશમની દોરીથી મખમલ ઉપર સુદર્શનચક્રસમું જરીચક્ર સ્વહસ્તે બનાવી ત્હારા ભાઇઓને તથા જેને જેને તેં 'ભાઇ' કહી સંબોધ્યા હતા તે સર્વને મોકલવામાં ત્હારી જીન્દગીની તું અમૂલ્ય લ્હાણ સમજતી.

ત્હારામાં અનેક સદ્‌ગુણ હતા. એ સદ્‌ગુણોવડે તું સર્વને ભવ્ય લાગતી. ત્હારી દાનવીરતા પણ એવીજ ભવ્ય હતી. દાનેશ્વરી! ત્હારી યાચનાઅર્થે આવેલાને શું આપીને પ્રસન્ન કરવો એ તો ત્હારી લ્હાણ હતી. અનેક નિરાધારો અપંગોને દ્વારે શ્રમવેઠી આપી આવવામાં તું આનંદ માણતી અને જીંદગીનો અનુપમ લ્હાવો સમજતી. ત્હારી એક એક પાઇ ત્હારા હસ્તથી પોષાયલાંઓને લક્ષ સમી લાગતી. એજ ત્હારી દાન દેવામાં રહેલી એક પ્રકારની ભવ્યતા. મ્હારે હાથે ત્હારી સહાય કેટલાંને થઇ હશે તેનો ખ્યાલ મને નથી. કોઇને આપવામાં ત્હને ગર્વ થયો નથી. ત્હારૂં મસ્તક કદી ગર્વથી ઉંચું થયું નથી. તે તો સદા નીચી આંખે, "હું કંઇ નથી આપી શકી" એ શબ્દો ઉચ્ચારી નીચું જ જોઇ રહ્યું છે.

સમ્રાટ્ હર્ષની જેમ ત્હારાં મૂલ્યવાન વસ્ત્ર આભૂષણો અનેક નિરાધારોને તેં ત્હારા અંતિમ દિવસ સુધી લુંટાવી દીધાં છે. બ્હેન! સર્વના હૃદયમાં એવી તો સુંદર સ્મૃતિઓ કોતરતી ગઇ છે કે કોઇના હૃદયમાંથી તું ભુસાય તેમ નથી. ભયંકર માંદગીમાં પણ ત્હારી સહનશીલતા, શાન્તિ, ધૈર્ય અને ત્હારા આત્મબળ સર્વને આશ્ચર્યચકિત કરતાં.

ત્હારી પરીક્ષકશક્તિ ભલભલા પરીક્ષકોને પણ મુંઝવતી. ત્હારી ભવિષ્ય વાણી કેટલી સમય દૈવીવાણીની આગાહી આપતી, જ્યારે ત્હારો કોઈ ઉપરનો તિરસ્કાર સમયે અનિષ્ટ પણ થઇ પડતો.

પત્રમાં ત્હારી નિયમિતતા એટલે સૂર્યચંદ્રના નિત્યક્રમો. ત્હારો પત્ર મળતાં આનંદ તૃપ્તિ થતાં, તેવીજ રીતે કોઇ વેળાયે ત્હારો પત્ર અમને મુંઝવી એ નાખતો.

બ્હેન! સર્વ કોઇને મરવું છે, પણ ત્હારૂં મૃત્યુ એ પણ ભવ્ય! ત્હારાં જ્ઞાનચક્ષુ, અંતરચક્ષુ બધાં ખુલ્યાં પ્રકાશમાં આવ્યાં ત્હારા દિવ્ય દૈવી સંદેશાઓના પયગામો તેં બહાર પાડયા, અનેક સૂચનાઓ કરી, ત્હારા સ્નેહી જનોને મંગલઆશીર્વચનો તેં આપ્યાં અને સાધારણ મનુષ્યથી ન થાય એવા દૈવી કાર્યો અંત સમયે કરી 'શ્રીરામ શ્રીરામ' સર્વ પાસે બોલાવી નિજ મુખથી એ પવિત્ર નામના શબ્દોચ્ચાર કરી અંતે રામમાંજ વિરમી. એજ ત્હારી અલૌકિક ભવ્યતા. અને મ્હારી સ્વાર્થી દૃષ્ટિએ કહું તો ત્હારા અંતિમ દિવસે આ ત્હારા ભાઇને લોહચુંબક જેમ મુંબાઇથી ત્હારા સમીપ ખેંચી ત્હારા અંતિમ દર્શનનો અલભ્ય લાભ આપી કૃતાર્થ કર્યો.

હજારોવાર પ્રણામ હો બ્હેન! ત્હારા એ દિવ્ય અંતરાત્માને.

# અનંતયાત્રા.

**દષ્ટા: ભાઈ.**

ત્રણ દાયકાની જીવન વેલી કુસુમસમ વિકસી ગઈ,
પરિમળ પ્રસારી અહીં તહીં ને બ્હેન ! તું ચાલી ગઈ.
શું વખાણું તવ જીવનનું સદ્દગુણ ત્હારા શા કહું ?
અશ્રુ નયન ઉભરાય છે સંભારતા સ્મરણો સહુ.
સ્મરણીય ત્હારૂં જીવન આજે યાદ કરી રોતા સહુ,
પત્થર હૃદય પણ પીગળતાંને સારતાં અશ્રુ સહુ.
શ્રીમંતની પુત્રી હતી શ્રીમંત સાસરીયે ગઈ,
પણ હૃદયની શ્રીમંતતામાં શ્રીમંતાઈ ભૂલી ગઈ.
શ્રીમંતનો કે રંકનો કંઈ ભેદ તુજને ના હતો,
ઉચ્ચનો, કે નીચનો ના ખ્યાલ પણ સ્વપ્ને હતો.
વિદ્વાન્ હો, કે અભણ હો, કે જ્ઞાની હો અજ્ઞાની હો,
પણ ભાવ તુજ એ સર્વ માટે ભેદના કંઇ આણતો.
ગૌરવ વધાર્યું કુલનું ને સાસરૂં ઉજ્વલ કર્યું,
સનમાન આપી સર્વને અભિમાન તેં અળગું કર્યું.
સ્નેહી સંબંધી સર્વ માટે તું સદા તલસી રહી,
અંત સમયે સર્વ માટે કેવી તું તરસી રહી !
"**સંભાળજો મ્હારાં બધાંને**" આપતી 'આદેશ' ગઈ,
સુખમાં મુકાવી અંજલિ ગ્રંથી અજબ બાંધી ગઈ.
ત્હારો પરિચય બ્હેન ! જે ત્રણ દાયકાનો સર્વને,
તે ત્રણ દિવસમાં અંત સમયે તેં કરાવ્યો સર્વને.
એવા ત્રિકાળી જ્ઞાન માટે તપસ્વી પણ તલસતા,
તે સ્હેજ ત્હારા ચરણમાં ક્યાંથી અચાનક ઢળી પડ્યાં ?

"આવો બધા આશિષ આપું માગજો ઇચ્છિત સહુ;
કોઈ ન રાખો હૃદયમાં જે હોય તે કહેજો સહુ;
આવો પ્રભુ! ઓ દેવ! આવો માગવું શું આપને?
આ સમય હું ભાનુ નથી દઉં દૈવી આશિષ આપને.
ભાનુ નથી હું દેવી છું ને જાઉં છું હું સ્વર્ગમાં;
મ્હારૂં બધું પૂરૂં થયું આસકિત છે ના કોઇમાં;
સંસ્કારી જનની ને ઉદર સંસારમાં હું અવતરી,
તું કો'સમે સંભારજે આ રંક ભાનુ તાહરી;
મ્હારા પછી રોશો નહિ ને શોક કો'કરશો નહિ,
હું જતા મુજ માડીને રોવા કદી દેશો નહિ;
મેં ભોગવ્યું છે સર્વ મ્હારી જીંદગીમાં પ્રેમથી,
મ્હારી સહજ પણ વાસના કો'વસ્તુમાં કૈં રહી નથી;"
અંત સમયે તેં કહ્યું—"શિરો કરો હું ખાઈ લઉં,
મુજ જન્મતાં શિરો કર્યો તો અંત સમયે કાં નહિ?
મા! જે ક્ષણે મુજ જન્મ છે ને તે ક્ષણે મૃત્યુ થશે,
જેના જીવનમાં આ ક્ષણો તેના ફરીથી જન્મ નહિ;
મ્હારૂં બધું આ ભોગવું જે પૂર્વનું બાકી રહ્યું,
આ જન્મ મ્હારો પૂર્ણ થાતાં ફરીથી જન્મીશ નહિ."
છેલ્લી ઘડીઓ આવતાં તેં સાદ કીધા સર્વને,
બોલી કે, "બોલો ધુનથી શ્રી રામ સૌ જણ હર્ષથી."
તુંએ મધુરા સાદથી "શ્રીરા...મ...રા...મ" કરી રહી,
ને રામની એ ધૂનમાં આનંદથી તું લીન થઈ;
સ્થૂલ સૂક્ષ્મના ભેદો તજ્યા સ્થૂલ કાય ત્હારી અહીં રહી,
ભાનુ! અમર તુજ જીવન છે ને અમર ધામે તું ગઈ.

---

સ્મૃતિ



સ્થૂળ સૂક્ષ્મના ભેદો તજ્યા સ્થૂળકાય ત્હારી અહીં રહી
ભાનુ! અમર તુજ જીવન છે ને અમરધામે તું ગઈ.